# ચિતોડનો ઘેરો

અથવા

## અકબરની ઉદારતા

અને

## રાજપૂતોનો રણોત્સાહ.

લેખક,

નાગરદાસ મુળજી ધ્રુવ.

ગરાસીઆ કૉલેજ—ગોંડલ

પ્રકાશક,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર

ત્રણ દરવાજા—અમદાવાદ.



સંવત ૧૯૬૦ સને ૧૯૦૪

શ્રી જૈન પ્રિન્ટિંગ પ્રેસમાં

શા. જેઠાલાલ દલસુખભાઇએ છાપ્યું.

Price, three anna.

# ચિતોડનો ઘેરો

અથવા

## અકબરની ઉદારતા

અને

## રાજપૂતોનો રણોત્સાહ.

લેખક,

**નાગરદાસ મુળજી ધ્રુવ.**

ગરાસીઆ કોલેજ—ગોંડલ

પ્રકાશક,

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર**

ત્રણ દરવાજા—અમદાવાદ.



સંવત ૧૯૬૦ સને ૧૯૦૪

શ્રી જૈન પ્રિન્ટિંગ પ્રેસમાં

શા. જેઠાલાલ દલસુખભાઇએ છાપ્યું.

Price. three anna.

# પ્રસ્તાવના.

શાળામાં શિખવાતા તમામ વિષયમાં ઇતિહાસ સૌથી વધારે આનંદદાયક વિષય ગણાવો જોઇએ; કારણ કે એમાં આપણા જેવા જ મનુષ્યોનાં આચરણનો ચિતાર આલેખેલો હોય છે. મહાકવિ પોપ કહે છે કે "The hropr studs of maukius is war" "મનુષ્ય એજ માનવજાતિનો સ્વાભાવિક અભ્યાસ છે." પણ આપણી શાળાઓમાં ઇતિહાસનો અભ્યાસ કાંઇક જુદીજ રીતે થતો જણાય છે અને તેનેજ પરિણામે આવો રસીક વિષય નિઃરસ થઇ પડયો છે. બેશુમાર બનાવો, પારાવાર પાત્રો અને સંખ્યાબંધ સાલોને એકી સાથે રંગભૂમિ ઉપર પ્રવેશ કરાવવામાં આવે છે તેથી વિદ્યાર્થીને તેમની સાથે પૂરી પાધરી ઓળખાણ કરવાની પણ તક મળતી નથી તો પછી તેમની યોગ્યાયોગ્યતા અને ગુણદોષનું અવલોકન કરવાનો તો અવકાશજ ક્યાંથી રહે!! એક ચિતાર વાંચક પોતાના મન ઉપર ખડો કરતો હોય એટલામાં તો બીજો વગર રજાએ અંદર ઘુસી પહેલાને ભુંસી નાંખે છે અને ત્રીજો આ તેને પણ એજ ગતિએ પહોંચાડે છે. આમ એક રંગ સૂકાયા પહેલાં બીજો અને બીજા ઉપર ત્રીજો એમ પડ ઉપર પડ જામતાં જાય ત્યાં ચિત્રનું મ્હોં માથું પણ ક્યાંથી સૂઝે!!

ઇતિહાસનો વિષય ગમ્મત સાથે જ્ઞાનદાયક કરવો હોય તો નજીવાં પાત્રો અને નિર્માલ્ય બનાવોને ઐતિહાસિક પુસ્તકોથી દૂર રાખવાં જોઇએ; તેમ નહિ થાય ત્યાં સુધી લેખક અને વાંચક-શિક્ષક અને શિષ્ય—ની તમામ મહેનત માથે પડવાની અને અભ્યાસ બોજારૂપ ભાસવાનો.

બાળસુબોધ ગ્રંથમાળામાં પ્રથમ બે અંક નીતિબોધક વાર્તાઓના, અને બીજા બે અંક નવલકથાના દાખલ કર્યા પછી હવેના બે અંક ઐતિહાસિક આખ્યાયિકાના આપવાનો વિચાર છે. તેમાંનો આ પહેલો મહાન અકબરના સમયનો 'ચિત્તોડનો ઘેરો' હું વાંચકની સન્મુખ રજુ કરૂં છું અને આવતા સપ્ટેમ્બર માસમાં "નુર-

જહાન અથવા સત્તરમી સદીની શહેનશાહ બાનુ " એ નામનો છઠ્ઠો અંક બહાર પાડવા ઉમેદ રાખું છું. આ બન્ને પુસ્તક Romauce of buotrs ( Dudia ) ને આધારે રચાયેલાં છે.

આ પુસ્તક તેના વાંચકનું લક્ષ ઇતિહાસના અભ્યાસ તરફ ખેંચશે તો લખવાનો પ્રયાસ સરળ થયો સમજીશ.

ગરાસિયા કૉલેજ, ગૉંડલ.
આષાઢી બીજ, ૧૯૫૭
જુન. ૧૯૦૧

નાગરદાસ મૂળજી ધ્રુવ.



# ચિત્તોડનો-ઘેરો

અથવા

# અકબ્બરની ઉદારતા

અને

## રાજપૂતોનો રણોત્સાહ.



## પ્રકરણ ૧ લું.

### ચિત્રસેનનો વધ.



ચિત્તોડનો સેનાપતિ જયમલ્લ દુશ્મનનું દળ નિહાળતો કિલ્લાની દીવાલ ઉપર ઉભો હતો. શહેરમાં ખોરાક અને દારૂગોળો પુષ્કળ હતો. કિલ્લાના રક્ષણાર્થે આઠ હજાર રાજપૂતો અંત પર્યંત લડવાને તત્પર થઇ રહ્યા હતા. મુગલ શહેનશાહ અકબ્બરની ખુદ સરદારી નીચે આજ દોઢ દેઢ માસ થયાં ઘેરો ચાલતો હતો, અને શહેરને શરણુ કરવાને અનેક યુક્તિ પ્રયુક્તિ રચવામાં આવી હતી, પણ સર્વ પ્રયાસ નિષ્ફળ નીવડયો હતો. પોતાની જન્મભૂમિ અને સ્વતંત્રતાનો બચાવ રાજપૂતો અતિ ઉત્તમ રીતે કરતા હતા, અને પ્રસંગોપાત કિલ્લામાંથી બહાર નીકળી શત્રુના સૈન્યમાં સારો સંહાર કરી આવતા હતા.

જયમલ્લ કિલ્લાની દીવાલ ઉપર ફરતો ફરતો બચાવ કામ તપાસતો હતો, એટલામાં તેની સ્ત્રી ત્યાં આવી પહોંચી. તેનું વય આશરે ત્રીસેક વર્ષનું હતું. રાજપૂત શૌર્યનું તેજ તેના મ્હોં ઉપર ઝળકી રહ્યું હતું અને પોતાના શૂરવીર સેનાનીઓની રણકુશળતાથી તેના ચહેરા ઉપર આનંદ છવાઇ રહ્યો હતો. પોતાના પતિ સામું જોઇને તે બોલી.

"આમેં પુત્ર, મ્લેચ્છ લોકો અંતે ફાવશે ખરા" ?

જયમલ્લ—તે તો કેમ કહી શકાય? શહેનશાહ અકબર અતિ પરાક્રમી છે.

વિમળા—એટલે આપ શું એમ કહેવા માગો છો કે આપણા રાજપૂતો ઓછા પરાક્રમી છે ?

જયમલ્લ—ના, હું એમ નથી કહેતો. મારા બહાદૂર લડવૈયાના બળ ઉપર મને સંપૂર્ણ ભરસો છે. પણ અકબર જેવો રાજનીતિમાં પ્રવીણ છે, તેવો જ યુદ્ધ કળામાં પણ કુશળ છે. અદ્યાપિ પર્યંત સર્વત્ર તેણે વિજય મેળવ્યો છે, અને તેથીજ આ ઘેરાના પરિણામને માટે હું ચોકસ મત ઉચ્ચારી શકતો નથી.

વિમળા—શું ત્યારે ચિત્તોડની હદમાંથી મુસલમાનોને હાંકી કાઢવાને આપ અશક્ત છો ?

જયમાલ—પ્રિયે, તું જાણે છે કે, નિરાશ થઇ બેસી રહેવાનું રાજપૂતો શિખ્યાજ નથી. શત્રુને હાંકી કાઢવાને અમે પૂરતો પ્રયાસ કરીશું, અને તેમ કરવા જતાં મારીશું અને મરીશું.

વિમળા—કદાચ અકબર જાણતો નહિ હોય કે પોતાની માતૃભૂમિના બચાવ અર્થે પોતાનો પ્રાણ સમર્પણ કરવાને રાજપૂતો સ્ત્રીઓ ચાહીને કરીને યુદ્ધમાં ઝોકાવસે તો તેઓ તેના અસંખ્ય દળને પણ ભારે પડશે !

જયમલ્લ—પ્રિયે, ચિત્તોડની અન્ય સ્ત્રીબાળાઓનું બાહુબળ અને રણોત્સાહ તારા જેવો તિત્ર અને દૃઢ માનવામાં કદાચ તારી ભૂલ નહિ થતી હોય ?

વિમળા—પ્રસંગ આવશે ત્યારે સૈ જણાઇ રહેશે કે મારી ભૂલ થતી હતી કે આપની ! પણ દરમિયાન અર્ધાંગના તરીકે આપનાં સુખ દુઃખની ભાગિયણ થઇ આપની સેવામાં હાજર રહેવાની મારી ઇચ્છા છે, માટે તેમ કરવાની પરવાનગી આપશો.

મહાન અકબરની સરદારી નીચે ત્રીસ હજાર મુગલ સિપાઇઓ ચિત્તોડને ઘેરો નાંખી પડ્યા હતા. જયમલ્લની સ્ત્રીને પોતાના અટંકી રાજપૂતોના બાહુબળ ઉપર અડગ વિશ્વાસ હતો, અને તેથી જો કે મુસલમાનો લગભગ ચોગણી સંખ્યામાં હતા તોપણ તેથી તે જરાએ ડરતી નહતી, અને અંતે રાજપૂતો ફાવશે એમ તે ચોકસ માનતી હતી.

જયમલ્લને પુત્ર ન હતો પણ માત્ર બે પુત્રિઓ હતી તેમાં મોટીનું વય આશરે સોળેક વર્ષનું હતું. તેનું સગપણ ચિત્તોડના એક રાજપૂત પ્રતાપસિંહ વ્હેરે કર્યું હતું. પ્રતાપસિંહ અન્ય રાજપૂતો જેટલો ધીટ અને પરાક્રમી નહતો, છતાં તે દેખાવડો અને ચાલાક યુવાન હતો. તેનાં માબાપ તેને ન્હાનો મૂકી ગુજરી ગયાં હતાં અને પોતાના કુટુંબમાં હાલ તે એકલો જ હતો. વેરા લાંબો વખત ચાલશે અને તેથી લગ્નમાં ઢીલ થશે એમ જણાવાથી તે એક દિવસ જયમલ્લ અને વિમળા કિલ્લા ઉપર ઉભાં હતાં ત્યાં આવ્યો અને લગ્નની વાત છેડી તે આટલી બધી ઉતાવળ શામાટે કરતો હશે તે ન સમજી શકવાથી વિમળાએ પૂછ્યું.

“પ્રતાપસિંહ. નનીનું સગપણ આપની સાથે થઇ ચૂક્યું છે તેથી વહેલા મોડા તે આપની જ છે; તો પછી આવા લડાઇના મામલામાં અને દેશની અવ્યવસ્થિત સ્થિતિમાં આટલી બધી તાકીદ કરવાનું શું પ્રયોજન? માટે લગ્નનો વિચાર બાજુ મૂકી હમણાં તો દુશ્મનને મારી હઠાવવામાં જ મચ્યા રહો, અને તેમાં જ્યારે વિજયશાળી થાઓ ત્યારે નિરાંતે લગ્નની વાત કરીશું?

પ્રતાપસિંહ—ત્યારે શું આપ એમ ધારો છો કે આવી લાલચથી લલચાઇને જ હું મારો ક્ષાત્ર ધર્મ બજાવીશ, નહિ તો નહિ?

વિમળા—છેક એમ તો નહિ જ. પણ મારી પુત્રિનો હાથ એક બહાદુર નરને અર્પણ કરૂંછું એમ મારી ખાત્રિ થાય તો તેથી મને વિશેષ સંતોષ થાય ખરો. આજ સુધી આપનું પરાક્રમ દાખવવાનો પ્રસંગે આવ્યો નથી. હમણાં એ ઉત્તમ તક આપે જ આવી મળી છે, તો તેનો લાભ લઇ આપના બાહુબળની પરીક્ષા કરવાને મારૂં મન લલચાય એમાં શી નવાઇ?

પ્રતાપસિંહ—મારામાં બહુ માલ નથી એમજ આપ માનતા જણાઓ છો; નહિ તો આમ શામાટે બોલો?

વિમળા—કદાચ આપ કહોછો તેમ હું માનતી હોઉં તોપણ અત્યારે તે ખોટું ઠરાવી આપવાનું આપના હાથમાં જ છે.

પ્રતાપસિંહ—મારા ગુણદોષ ઉપર વિવેચન કર્યા સિવાય આપની પુત્રિનો હાથ મને સોંપો, અને પછી જૂઓ કે હું તેને માટે લાયક છું કે નહિ?

વિમળા—મેં આપને એકવાર જણાવી દીધું છે કે લગ્ન જેવા શુભ પ્રસંગને માટે હાલનો સમય અનુકુળ નથી. આપની શમશેરને મુગલ શહેનશાહનું રૂધિર ચખાડવાનો પ્રયાસ કરો, અને તેમાં જો ફત્તેહમંદ થશો તો તરતજ નનીનો હાથ તમને સુપ્રત કરવાને હું વચનથી બંધાઉંછું. હું કહુંછું તે ઉપર નિરાંતે વિચાર કરી જોજો.

જયમલની નાની દીકરી આશરે તેર વર્ષની હતી ચિત્તોડના એક રાજપૂત ચિત્રસેને તેનું માગું કર્યું હતું, પણ તેનું કુટુંબ અને સ્થિતિ નબળાં હોવાથી જયમલે તે સ્વીકાર્યું નહતું. રાજપૂતોના તમામ મનો વિકાર સામાન્ય રીતે અતિ તિવ્ર અને બળવાન હોય છે, તે પ્રમાણે પોતાની માગણીનો અનાદર થયેલો જોઇને ચિત્રસેન અતિ ક્રોધે ભરાયો, અને જયમલના ઉપર વ્હેર લેવાની તક શોધતો હતો. એટલામાં અંકબરે ચિત્તોડને ઘેરો ઘાલ્યો. એ તકનો લાભ લઇને એક રાત્રે તે ચુપચુપ ચિત્તોડમાંથી ન્હાસી મુગલ છાવણીમાં ગયો. તેની અરજ ઉપરથી તરત તેને શહેનશાહ અકબરની હજૂરમાં લઇ જવામાં આવ્યો. ચિત્તોડના બચાવ કામની, લશ્કરની ગોઠવણ, અને એવી બીજી અનેક બાતમી તેણે બાદશાહને આપી, અકબરે તે મૂગે મોઢે સાંભળી લીધા બાદ તેને ચોકી પહેરા નીચે રાખવાનો હુકમ કર્યો.

આ પ્રમાણે ઉભય ભ્રષ્ટ થવાથી ચિત્રસેનની સ્થિતિ અતિ કફોડી થઇ પડી, તે વિચારવા લાગ્યો કે 'મારી માતૃભૂમિ તરફ હું રાજ્ય દ્રોહી બન્યો અને તેને શત્રુના હાથમાં ફસાવવાને મેં યત્ન આદર્યો, પણ તેમાં હું ન ફાવ્યો. અકબર બાદશાહ મારા ઉપર અવિશ્વાસની નજરથી જૂએ છે અને મને બેવફા માને છે. વારૂ, તે મને વિશ્વાસ લાયક નથી ગણતો, તોપછી હું તેના તરફ વિશ્વાસઘાતિ બનું તો તેમાં શું ખોટું? બસ હવે તો પહેરેગીરોની નજર ચૂકાવી પાછા ચિત્તોડમાં જવું, અને જયમલને મળી તેને કહેવું કે જો તું તારી દીકરી મને પરણાવવાની કબૂલાત આપે તો મુગલ શહેનશાહને મારી નાંખવાનું હું મારે માથે લઉંછું.' વાહ, યુક્તિ તો અતિ ઉત્તમ છે! મારી મનોકામના સિદ્ધ થશે અને અકબર ઉપર વેર વળાશે!

રાત્રે અંધારૂં થતાં જ તે મુગલ સિપાઇઓની નજર ચૂકાવી નાઠો અને છેક કિલ્લા પાસે આવી પહોંચ્યો. કિલ્લાની એક બાજુની દીવાલ ઘણી ઉંચી હોવાથી ત્યાં પહેરેગીરોની સંખ્યા ઘણી થોડી રાખવામાં આવે છે એ ચિત્રસેન જાણતો હતો તેથી તે તરફ ગયો.

દીવાલ સંગીન પથ્થરની બાંધેલી હતી, પણ તેની સાંધે ચુનાથી બરાબર બંધ કરેલી નહતી. ચિત્રસેને પોતાની ભેટમાંથી થોડાક ખીલા કાઢયા. એક ખીલો લઇ દીવાલમાં દોઢેક ગજ ઉંચો ઠોકયો; પછી તે ઉપર ચઢીને તેથી ઉંચે એક બીજો ઠોકયો. તેના ઉપર પગ મૂકી એક ત્રીજો ઠોકયો, અને એ પ્રમાણે ખીલાનાં પગથિયાં બનાવી તે વાટે તે છેક કિલ્લા ઉપર જઇ પહોંચ્યો. રાત અંધારી હોવાથી પહેરેગીરે તેને ચઢતાં દીઠો નહતો. તે દૂર એક પથ્થર ઉપર બેઠો બેઠો હુક્કો ગગડાવતો હતો, ત્યાં ચિત્રસેન ગયો અને તેની સાથે ગપ્પાં મારવા બેઠો. ચિત્રસેન ચિત્તોડનો વતની હોવાથી, અને બનેલા બનાવથી અણુ વાકેફ હોવાથી, સિપાઇને જરાએ શક ન આવ્યો તેથી તેણે તેને જવા દીધો. રાતની રાત જેમ તેમ કાઢી પ્રભાતના પહોરમાં તે જયમલ્લ પાસે આવ્યો. તેને પાછો આવેલો જોઇને તેના તરફ ક્રોધ અને ધિક્કાર યુક્ત નજર કરી જયમલ્લ બોલ્યા વિના ઉભો રહ્યો; એ જોઇને ચિત્રસેન બોલ્યો, " ચિત્તોડમાં મને પાછો આવેલો જોઇને આપને આશ્ચર્ય ઉપજે એમાં નવાઇ નથી. આપ મને દેશદ્રોહી ગણો છો, પણ આપની એ ગણના ભૂલ ભરેલી છે અને ચિત્તોડને શત્રુના પંજામાંથી મુક્ત કરવાને હું શકિતવાન છું, એ હું થોડીવારમાં આપને સિદ્ધ કરી બતાવીશ એટલે આપની ખાત્રિ થશે.

જયમલ્લ—ક્રોધ અને સ્વાર્થને વશ થઇ જે માણુસ શત્રુને મળી જાય તેના ઉપર શક ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે.

ચિત્રસેન—પણ દુસ્મનની છાવણીમાં જઇ કોઇ શખ્સ તેને લગતી તમામ બાતમી મેળવી આવે તો તે દેશના રક્ષણ અર્થે અતિ ઉપયોગી થઇ પડે, એ વાત ભૂલી જતા જણાઓછો !

જયમલ્લ—એવી કાંઇ હકીકત મેળવી આવ્યા હો તો તે રજુ કરો, જે ઉપરથી તમને કેવા ગણવા તે નક્કી કરી શકાશે.

ચિત્રસેન—મારા સ્વદેશ અને સ્વદેશીઓનું રક્ષણ થાય એવી એક યુક્તિ મેં શોધી કાઢી છે; પણ તે એકજ શરતે હું અમલમાં મૂકવા ઇચ્છું છું.

જયમલ્લ—એવી તે શી શરત છે !

ચિત્રસેન—એ શરત તે એજ કે આપની પુત્રિનું લગ્ન મારી સાથેકરી આપવાનું વચન આપો.

જયમલ્લ—આ મેવાડ ભૂમિના બચાવ અર્થે એથી પણ વિશેષ માગણી કરો એ મોટી વાત નથી. જો તમે તેને શત્રુના ત્રાસથી મુક્ત કરો તો મારી શક્તિ પ્રમાણે પહેરામણી સાથે મારી પુત્રિનો હાથ તમને અર્પણ કરવાને હું તૈયાર છું.

ચિત્રસેન—બસ, થયુ; મારે એટલુંજ જોઇતું હતું. શહેનશાહ અકબરનો વધ કરવાનું હું મારે શિર લઉંછું, અને તેમ કરવા જતાં કદિ માથું આપવું પડે તો તે આપવાની પ્રતિજ્ઞા કરૂં છું.

જયમલ્લ— તમારી ધારણા પાર પાડી શકશો તો એથી તમને બીજો મોટો લાભ એ થશે કે તમામ મુલકમાં તમે રાજ્ય દ્રોહી ગણાયાછો એ આરોપ તમારે માથેથી ટળી જશે અને લોકો તમારે માટે સારો મત બાંધશે.

ચિત્રસેન પાછો મુગલ છાવણીમાં ગયો. તે ન્હાસી ગયો હતો અને વળી પાછો આવ્યો તેથી તરતજ તેને બાદશાહની હજૂરમાં લઇ જવામાં આવ્યો તેના મુખ ઉપર દગાયા ગભરાટનાં ચિન્હ જણાયછે કે નહિ તે થોડીવાર નીહાળ્યા પછી અકબર બોલ્યો, " ચિત્રસેન ગઇ રાત્રે તમે અમારી છાવણી છોડી ગયા હતા તેનું શું કારણ ?

ચિત્રસેન— શહેનશાહના હિતની ખાતર તેમ કરવાની જરૂર હતી.

અકબર—એ વાત મારા માનવામાં શી રીતે આવે ?

ચિત્રસેન—મારી હકીકત ઉપરથી. ગઇરાત્રે ચિત્તોડમાં દાખલ થઇ, મારા સ્વદેશના શત્રુના લાભની કેટલીક છુપી બાતમી મેળવી આવ્યો છુ.

ચિત્રસેન સાચું બોલે છે કે નહિ તથા તેના અંતરમાં કેવા વિચારો ચાલેછે. તેનું અનુમાન કરવાને થોડીવાર અકબર તેની તરફ તિવ્ર દૃષ્ટિથી જોઇ રહ્યો. પછી તે બોલ્યો, " ત્યાંથી જે હકીકત મેળવી લાવ્યા હો તે રજુ કરો.

ચિત્રસેન— આવતી કાલે પ્રભાતના પહોરમાં પાંચસેં શૂરા રાજપૂતોની એક ટુકડી મુગલ સૈન્ય ઉપર ઓચિંતો હલ્લો કરવાની છે. તે ઉપરાંત જયમલ્લે મોટા ઇનામની લાલચ આપી, આપ નામદારનો પ્રાણ લેવાની એક મારા સાથે ગોઠવણ કરી છે.

અકબર—એ મારો અત્યારે ક્યાં છે તે તમે જાણો છો ?

ચિત્રસેન—આપ નામદારની છાવણીમાંજ

ચિત્રસેનનો હેવાલ સાંભળીને અકબરને સખત વહેમ પડ્યો કે રખેને તે પોતેજ મારાનું કૃત્ય માથે લઇ મુગલ છાવણીમાં આવ્યો હોય; પણ પોતાને પડેલો શક છુપાવી તેણે છિત્રસેનને કહ્યું, "તમારું ધનુષ્ય–બાણ લઇ મારી સાથે ચાલો." ઘોડાવાળાને ઘોડો લઇ પાછળ આવવાથી સૂચના આપી ફક્ત એકજ ખિજમતગારને સાથે લઈ અકબર તથા ચિત્રસેન કિલ્લાની સામે થોડે દૂર જઇ ઉભા.

આ વખતે જયમલ કિલ્લાની દીવાલ ઉપર ઉભો ઉભો પોતાના રાજપૂત સિપાઇઓને અમુક સૂચના આપતો હતો. તે શરીરે કદાવર હોવાથી તેનું માથું બીજા સિપાઇઓ કરતાં સહેજ વધારે બહાર નીકળતું હતું; તે ચિત્રસેનને બતાવીને અકબરે કહ્યું, "આપની વફાદારી સાબિત કરવાને તૈયાર થઇ જાઓ. પેલો રાજપૂત સરદાર ઉભોછે તેના કપાળમાં તીર મારો જોઇએ." શહેનશાહના હુકમને તાબે થતો હોય એવું ડોળ કરી ચિત્રસેન દસબાર ડગલાં પાછો હઠ્યો અને ઘોડાવાળો ઉભો હતો તેની છેક નજીકમાં જઇ ઉભો. ચાંપ ખેંચી, તીર ચઢાવી તેણે જયમલના કપાળ ઉપર બરાબર તાક માંડી પાસે ઉભેલા તમામની નજર જયમલ ઉપર હતી, એટલામાં ચિત્રસેને અચાનક નિશાન બદલ્યું અને જોતજોતામાં તેનું તીર અકબરની ગરદનમાં ભોંકાયું. ગભરાયલા રાજપૂતે એકદમ ધનુષ્ય બાણ ફેંકી દીધાં; ભેટમાંથી જમૈયો કાઢી ઘોડાવાળાને ઠાર કર્યો અકબરના ઘોડા ઉપર સ્વાર થયો અને મારતે ઘોડે ચિતોડ તરફ નાઠો.

ઉપરના અકસ્માતથી બાપડો ખિજમતગાર તો સ્તબ્ધ બની સ્થિર થઇ ગયો હતો. અકબરની આંખમાંથી ક્રોધને લીધે આગ વરસતી હતી, પણ કશું બોલ્યા વિના તે ધીમે ધીમે પાછો પોતાના તંબુએ આવ્યો. તરતજ હકીમોને તેડાવી તીર ખેંચાવી કઢાવ્યું. આશરે પંદરેક દિવસમાં ઘા રૂઝાઇ ગયો અને બાદશાહ બચ્યો.

હવે ચિત્રસેનનું શું થયું તે તરફ લક્ષ કરીએ. મારતે ઘોડે તે ચિત્તોડના દરવાજા પાસે આવી પહોંચ્યો. દરવાને તેને તરતજ અંદર દાખલ કર્યો. એકદમ તે જયમલ પાસે ગયો, અને શ્વાસ ભર્યો બોલી ઉઠ્યો, મેં મારું વચન પાળ્યું છે માટે આપણા ઠરાવ પ્રમાણે મારું ઇનામ મને મળવું જોઇએ.

જયમલ—શું તમે શહેનશાહ અકબરને મારી આવ્યા ?

ચિત્રસેન—મારા આબાદ તીરથી તે ભોંકાયો છે, તેથી હવે બચવાનો સંભવ નથી.

જયમલ્લ—અકબરને બેજાન કરવાથી આપણા વચ્ચે શરતછે. એ પ્રમાણે થયુંછે એમ ચોકસ થશે કે તરતજ મારૂં વચન પાળવાને હું તૈયાર છું.

ચિત્રસેનની ખાતરી હતી કે અકબર નક્કી મરી ગયો હશે; તેથી તેના મરણના સમાચારની રાહ જોતો તે ચિત્તાડેમાં રહ્યો. પણ બે ચાર દિવસમાં તો એવી અફવા ફેલાવા લાગીછે શહેનશાહ અકબરની સ્થિતિ સુધરવા લાગી છે અને થોડા દિવસમાં તે તદન સાજો થઇ જશે. એ ઉપરથી જયમલ્લે ચિત્રસેનને પોતાની રૂબરૂ તેડાવીને કહ્યું, "તમારા પ્રયાસમાં તમે નિષ્ફળ નીવડયા છો માટે આપણો ઠરાવ હવે રદ થયોછે. તારા સ્વદેશ પ્રતિ, એને શત્રુને મળી ગયા પછી તેમના પ્રતિ, જે બેવડા વિશ્વાસ ઘાતનું કામ તેં કર્યું છે, તેને માટે યોગ્ય શિક્ષા તને અવસ્ય થવી જોઇએ. તારી નીચ મુરાદમાં તું ફાવ્યો હોત તો મારી માતૃભૂમિના હિતને અર્થે મારી વહાલી પુત્રિનો હું અવસ્ય ભોગ આપત અને તારા જેવા નીચ અને રાજપૂત કુલાંગાર નર પિશાચ જોડે તેનો સંબંધ જોડત, પણ હવે તેમ કરવાની જરૂર રહી નથી. તું હવે વિશ્વાસને પાત્ર રહ્યો નથી અને તેટલા માટે તને દેહાંત દંડની શિક્ષા થવી જોઇએ.

એમ કહી તરતજ તેણે અકબર ઉપર પત્ર લખ્યો કે "આપના ઉપર ખુની હુમલો કરનારને આ સાથે મોકલી આપુંછું. અમારે મન તો તે જીવતો રહે તોપણ મૂઆ જેવો છે; ફરીથી અમે તેને પાછો સંઘરનાર નથી; માટે તેની યોગ્ય લાગે તે વલે કરશો અને ફરીથી એવા વિશ્વાસઘાતિઓ ઉપર ઇતબાર મૂકતાં પહેલાં વિચાર કરજો." પત્ર આપી ચાર રાજપૂત સ્વારોની ચોકી નીચે ચિત્રસેનને તેણે મુગલ છાવણીમાં મોકલી દીધો.

મુગલ છાવણીમાં જઇ રાજપૂત પહેરેગીરોએ ચિત્રસેનને બાદશાહને હવાલે કર્યો અને જયમલ્લનો પત્ર આપ્યો. પત્ર વાંચી જયમલ્લની ઉદારતાથી અકબર ખુશી થયો અને તેના માણસોને ઇનામ અકરામ આપી વિદાય કર્યા. પછી મેદાનમાં એક મસ્ત હાથીને લઇ આવવાની તેણે આજ્ઞા કરી. હાથી મેદાનમાં આવી ઉભો એટલે અકબરે ચિત્રસેનને તેની સામે જવાને ધિક્કારથી ફરમાવ્યું. મરણનો

ભય ગણકાર્યા સિવાય અકબર તરફ તુચ્છકારની દૃષ્ટિ ફેંકી ચિત્રસેન આગળ વધ્યો. હાથીએ તરતજ તેને પકડી જમીન ઉપર પટક્યો અને પોતાના પગ નીચે દબાવી સૂંઢવતિ ઉભો ચીરી નાંખ્યો, અને એક ભાગ ચિત્તોડ તરફ ફેંકીને, અને બીજો અકબરના તંબુ ઉપરથી દૂર ફેંકી દઇને ઉભય પક્ષને ન્યાય આપ્યો અને વિશ્વાસ ઘાતિ ચિત્રસેનની અધમ જીંદગીનો અંત આણ્યો.

---

## પ્રકરણ ૨ જું.

### જયમલ્લનું મૃત્યુ.

ચિત્તોડના ઘેરાનું કામ અકબરે પુર જોસમાં આગળ ચલાવવા માંડ્યું; મુગલ છાવણીથી કિલ્લાની દિવાલ સુધી બે લાંબી સુરંગો ખોદાવવાનું કામ તેણે શરૂ કર્યું. સુરંગ ખોદનારની સલામતીને માટે બન્ને બાજુએ કાદવની ઉંચી ભીંતો ચણી લેવામાં આવી, અને તેના ફરતી ચામડેથી મઢેલી અને ધૂળથી ભરેલી ટોપલીઓ ગોઠવી દીધી, જેથી શત્રુની ગોળી દીવાલની અંદર દાખલ થઇ શકે નહિ. ગમે તે ઉપાયે અને ગમે તેટલા ભોગે પણ શત્રુનું મથક હાથ કરવાનો અકબરે દૃઢ નિશ્ચય કર્યો હતો. તે જાતે દરરોજ સુરંગનું કામ તપાસતો. ખુદ શહેનશાહની નિગેહબાની નીચે કામ ચાલતું હોવાથી સિપાઇઓ તે ઉલટ ભેર અને ત્વરાથી કરતા અને રાજપૂતો કારમા ચઢી આવતા ત્યારે તેમને મારી પાછા હઠાવતા. એક સાધારણ સિપાઇથી માંડીને મોટા સરદાર સુધી કોઇ શખ્સે બહાદૂરીનું કામ કર્યું ાય તો તરતજ બાદશાહ તેને પોતાની રૂબરૂ બોલાવી ઇનામ અકરામ તથા શાબાશી આપી તેની કદર કરતો. આવી રીતે ઉત્તેજન મળવાથી સિપાઇઓ હોંશથી નોકરી કરતા અને શહેનશાહને પ્રસન્ન કરવાને અદ્ભૂત પરાક્રમ દાખવતા.

ચિત્તોડની બહાર આ પ્રમાણે ઉદ્યોગ અને ઉત્સાહ છવાઇ રહ્યો હતો, તે વખતે કિલ્લાની અંદર ગભરાટ અને ઘોંઘાટ મચી રહ્યો હતો. મુસલમાનો જોસભેર આગળ વધે જતા હતા, અને એક બે વાર મુગલ લસ્કર ઉપર કરેલ હુમલામાં નુકસાની સાથે તેમને પાછા હઠવું પડ્યું હતું, તેથી રાજપૂતોનો ઉત્સાહ મંદ પડી ગયો હતો.

વિમળા પોતાના પતિની સાથે આખો દિવસ કિલ્લા ઉપર ફરી રાજપૂત લડવૈયાને ઉશ્કેરતી હતી. એકાદ બે વખત મુગલ સિપાઇઓએ દીવાલપર ચઢવાનો પ્રયત્ન કર્યો હતો, પણ વિમળાની આગેવાની નીચે રાજપૂતોએ તેમને પાછા હાંકી કાઢયા હતા.

યુદ્ધમાં વિજય મેળવી કીર્તિ સંપાદન કરવાનું માન પુરૂષોજ ભોગવે અને સ્ત્રીઓ તેથી વિમુખ રહી, ઘરકામ કરી, અંધકારમાંજ જીંદગી ગાળે એ શૂરી વિમળાને રૂચ્યું નહિ. તેથી અદ્ભૂત પરાક્રમ બતાવી ખ્યાતિ મેળવવાનો તેણે દઢ નિશ્ચય કર્યો. એક દિવસ દંપતિ કિલ્લા ઉપર ઉભાં હતાં એવામાં વિમળા બોલી, "આજ્ઞા હોય તો શત્રની છાવણીમાં જઇને મારો હાથ અજમાવવાની મારી ઇચ્છા છે. પુરૂષથી જે કામ ન બને, તે વખતે એક સ્ત્રી વધારે ચાલાકીથી કરી શકે એમ હું ધારૂંછું."

જયમલ્લ—ભલે, તારી ઇચ્છા હોય તો ખુશીથી જા. પણ તેં શી યુક્તિ ગોઠવી છે તે તો મને સમજાવ.

વિમળા—ફક્ત મુગલ છાવણીમાં જવું; અત્યારે તો મેં એટલુંજ નક્કી કર્યું છે. બાકીનાને માટે તો ત્યાં ગયા પછી જે સુઝે તે ખરૂં.

સાંજ પડતાંજ વિમળાએ સુંદર પોષાક ધારણ કર્યો અને શહેર બહાર નીકળી મુગલ છાવણીમાં જઇ પહોંચી. પહેરેગીરોના સવાલના જવાબમાં તેણે જણાવ્યું કે, "હું એક નયિકા છું અને મારી નૃત્ય કળા તથા ગાયનથી શહેનશાહ અકબરને રીઝવવા આવીછું." તે એકલીજ હતી, તેથી એક સ્ત્રીને અંદર દાખલ થવા દેવામાં કશો ભય નથી એમ ધારી સિપાઇઓએ તેને પેસવા દીધી. બાદશાહના તંબુ પાસે જઇ તેણે અંદર ખબર કહેવડાવ્યા. અકબર સંગીતનો અતિ શોખીન હતો, તેથી તેને અંદર તેડી લાવવાની તરતજ તેણે આજ્ઞા કરી. જ્યારે તે તેની સન્મુખ આવી ઉભી ત્યારે તેનું વિશાળ ભાળ અને ભવ્ય ચહેરો જોઇને અકબર છક થઇ ગયો. સાધારણ ગાનારીઓ કરતાં એનો ચહેરો તેને કાંઇ વિચિત્રજ જણાયો. આમાં કાંઇ ઉંડો ભેદ છે એવો તેને તરતજ શક ગયો, પણ પોતાના વિચારો ગુપ્ત રાખી તેણે તે સ્ત્રીને પૂછ્યું, "શા નિમિત્તે આપ અહિં આવ્યા છો"?

વિમળા—મેં સાંભળ્યું છે કે મુગલ શહેનશાહ સંગીતશાસ્ત્રમાં પ્રવીણ છે, અને પોતાની કળાથી તેને રીઝવી શકે તેની બહુ—અચ્છી કદર કરે છે. આ મારી વીણાના નાદ સાથે બે ચાર ચીજ આપ નામદારને ગાઈ સંભળાવવા ઈંતેજાર છું.

અકબર—સર્વ વાદિત્રમાં મને પણ વીણા અતિ પ્રિય છે. તેના મનોહર નાદ સાથે આપનો કોકીલ કંઠ મેળવી શરૂ કરો.

અકબરની છેક નજીકમાં જઈ વિમળાએ વીણાના સૂર મેળવવા માંડયા. શહેનશાહ તેની તરફ તિવ્ર નજરથી જોયાં કરતો હતો તેથી તેને વહેમ ગયો કે રખેને વેશ કળાઈ ગયો હોય! પણ તેથી જરા-એ ન ગભરાતાં તેણે ગાયન શરૂ કર્યું. એક પછી એક ઉમદા ચીજો હાવભાવ અને તાલ ટપ્પા સાથે ગાઈને તેણે અકબરનું મન હરી લીધું; અને તેને એટલો બધો મશગૂલ બનાવી દીધો કે ક્ષણવાર તે પોતાનું ભાન ભૂલી ગયો; અને ભૂલ્યો કે તરતજ ભેટમાંથી કટાર કાઢી વિમળાએ તેનાપર છલંગ મારી. પણ તે ઘા કરવા જાય છે એટલામાં અકબરે તેનો હાથ પકડયો અને કટાર ઝુંટાવી લેતાં સ-હેજ હસતે મોઢે તે બોલ્યો, “ વાહ, ગાયનનો અંત તો બહુ મ-જેનો આવ્યો ! આવું પ્રાણઘાતક ગાયન આપ કયાંથી શિખ્યાં ” !

જરા પણ ગભરાયા સિવાય શૂરી રાજપુતાણી બોલી, “ મારા પ્રયત્નમાં હું નિષ્ફળ નીવડી છું, અને તેનું પરિણામ શું આવશે તે પણ હું જાણુંછું. શાહેનશાહ, તારી મરજી પડે તે શિક્ષા મને ફર-માવ, તે સહન કરવાને હું તૈયાર છું. નિષ્ફળ નીવડીશ તો પરિણામ શું આવશે તેનો અગાઉથી વિચાર કર્યા પછીજ આ સાહસ મે વ્હોર્યું છે. ગમે તે મોતથી તું મને માર. કદિ રીબાવી રીબાવીને મારવાની તારી મરજી હોય તો તેમ કર. તેથી હું લેશમાત્ર ડરતી નથી. અમને રાજપૂતોને મોત એ કાંઈ મોટી વાત નથી. સ્ત્રીજાત સામાન્ય રીતે બ્હીકણ અને નિર્બળ મનાય છે, એવી એક સ્ત્રી પો-તાની માતૃ ભૂમિની સેવામાં પોતાનું શિર સમર્પણ કરવાને તૈયાર થઈ છે, અને તેને માટે મરવામાં આનંદ માને છે, એમ જ્યારે તું નજરે જોઈશ, ત્યારે જ તને ખ્યાલ આવશે કે આ મેવાડ ભૂમિની સ્વતંત્રતા રક્ષણાર્થે તેના પુત્રો શું નહિ કરે અને તેમને શરણ કરવા એ કેવું કઠિન કામ થઈ પડશે ! બોલ, તારો શો હુકમ છે.

ઉમદા અને ઉદાર અંતઃકરણના મનોભાવ એવાજ મોટા મન-વાળા સમજી શકે છે. સ્વદેશ પ્રેમી, સ્વતંત્ર અને નિડર રાજપૂતોના ઉત્તમ ગુણો શહેનશાહ અકબર સારી રીતે સમજતો હતો, કારણ કે તે પોતે પણ એવાજ ઉમદા ખવાસનો આદમી હતો. તરતજ તેણે પોતાનાં માણસોને બોલાવી વિમળાને માટે રાતની રાત ત્યાં રહે-વાનો યોગ્ય બંદોબસ્ત કરી આપવા હુકમ કર્યો. સવારના પહોરમાં પોતાના ચાર સ્વાર સાથે તેણે તેને ચિત્તોડ ભણી રવાના કરી દીધી, તે સાથે તેને કહેવડાવ્યું કે 'અકબર એક અબળા સામે પોતાનો હાથ ઉગામે એવો અધમ નથી.'

પોતાના પ્રયોગમાં નિષ્ફળ નીવડવાથી અને અકબરના ઉદાર વર્તનથી અનેક તર્ક વિતર્કમાં ગોથાં ખાતી બહાદુર રાજપૂતાણી ચિ-ત્તોડ ભણી ચાલી જાય છે. માર્ગમાં તે વિચાર કરવા લાગી કે 'આ-વા ઉદાર સરદારનું સૈન્ય અજિત ગણાય અને તે સર્વત્ર વિજયશાળી નીવડે એમાં શું આશ્ચર્ય? પરાક્રમ અને ઉદારતામાં તે રાજપૂતોથી ક્યાં ઉતરે એવો છે? રાજપૂતોની માફક તે પણ મોતનો ભય ક્યાં ગણકારે છે? વળી રાજપૂતો કરતાં એક ગુણ તેનામાં વિશેષ છે. અણીને વખતે ભાન ભૂલી રાજપૂતો અધીરા થઇ જાય છે; પણ મેં તેને મારવાને કટાર ઉગામી તે વખતે કેટલી ધીરજ અને સમય સુચકતાથી તેણે મારો હાથ પકડયો! એવે વખતે પણ તે હસતો હતો! જરા ક્રોધ પણ ન કર્યો! આવા ધીરવીર અને નિડર યોદ્ધાની સામે ચિત્તોડને ટકાવી રાખવું એ સહેલું કામ નથી. આ ઘેરાના છેવટને માટે, અકબરને નજરોનજર જોયા પછી મારૂં મન શંકાશીલ થાય છે. પણ તેથી ભયભીત થવાનું શું પ્રયોજન? ચિત્તોડના કિલ્લા ઉપર અડગ ઉભા રહી તેના બચાવમાં મરવું પડશે એજ કે બીજું કાંઇ? જ્યાં સુધી દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો આર્યભૂમિ મ્લેચ્છ ને હાથ નહિજ પડે. પછી તો જેમ ઇશ્વરેચ્છા હશે તેમ થશે. કદિ અંતે મ્લેચ્છ લોકો ફાવશે તોપણ તેમની ફત્તેહ તેમને એટલી બધી ભારે પડશે કે ફરીથી એવું કાર્ય કરતાં તેઓ અટકશે. કિલ્લો શરણ થાય તે પહેલાં લોહીની નદીઓ વહેશે, તેઓ ત્રાહ્ય ત્રાહ્ય પોકારશે અને ફરીથી રાજપૂતો સામે જતાં પહેલાં ખુબ વિચાર કરશે એવો પાઠ અમે તેમને પઢાવીશું."

આવા આવા અનેક વિચાર કરતી તે ચિત્તોડમાં આવી પહોંચી તરતજ પોતાના સ્વામીપાસે જઈ તમામ હકીકત નિવેદન કરી, અને પરિણામને માટે પોતાને જે શંકા ઉત્પન્ન થઈ હતી તેપણ કહી સંભળાવી. તે ઉપરથી જયમલ બોલ્યો, " અત્યારથી આમ નિરાશ થઈ જવાનું કશું કારણ નથી. આપણું સૈન્ય મજબૂત છે અને અંતપર્યંત લડવાને તૈયાર થઈ બેઠું છે. શહેરમાં હજી છમાસ ચાલે એટલો દારૂગોળો અને ખોરાક છે; અને તેટલા વખતમાં તો સૌ જણાઈ રહેશે કે ચિત્તોડ મુસલમાનોને હાથ જશે કે તે આપણા હાથમાં રહેશે. "

વિમળા—જેની જીંદગી ઉપર ખુની હુમલો કરીએ અને તેમાં પકડાઈ જઈએ, છતાં ખુનીને મારી આપે એટલુંજ નહિ પણ તેને ઇજ્જત આબરૂ સાથે વતનમાં પહોંચડાવે એ શખ્સ સાધારણ મનુષ્ય ન કહેવાય પણ હૈયાંશી નર ગણાય. શહેનશાહ અકબરનું સૈન્ય અસંખ્ય અને અજિત છે. તેથી આપણે જેટલું ડરવાનું છે તેના કરતાં ખુદ બાદશાહની ઉદારતા અને મનની મહત્તાથી વિશેશ ડરવાનું છે. એવા નામાંકિત નરનો પ્રાણ લેવાને આ હાથ ભાગ્યશાળી થયો હોત, તો જગતમાં મારૂં નામ કેટલી ખ્યાનને પામત ??

જયમલ—શત્રુની આટલી બધી પ્રશંસા તારે મોઢેથી સાંભળીને મને તજુબી લાગે છે.

વિમળા—એજ એના ઉત્તમ ગુણોની પૂરતી સાબિતી છે. હું તેના અલૌકિક ગુણો ઉપર આફરીન છું ખરી, તથાપિ તે ઉપરથી તેના ઉપર વેર લેવાનો કીનો મારા મનમાં જરાએ મંદ થયો છે એમ સમજવાનું નથી. મારા આખા કુટુંબના ભોગે જો હું તેને અસુર લોકમાં પહોંચાડી શકું તો તેમ કરવાને પણ હું ચૂકું નહિ ? કારણ કે એવા એક ઉમદા દુશ્મનનો જાન લેનાર સર્વત્ર ખ્યાતિને પામે છે. અને તેથીજ તેના ઉપર વેર લેવાને હું તલપી રહી છું અને બીજા કોઈ અનુકૂળ પ્રસંગથી આતુરતાથી રાહ જોઉં છું

બીજે દિવસે જયમલ અને વિમળા બન્ને કિલાનું બચાવ કામ તપાસતાં દીવાલ ઉપર ફરતાં હતાં, કારણ કે દુશ્મનના દળમાં બેચાર દિવસથી બહુ જોસભેર હિલચાલ થતી જોવામાં આવતી હતી, અને પ્રત્યેક ક્ષણ કિલ ઉપર હુમલો થવાની દેહશત રહેતી હતી. આગલે દિવસે, કિલ્લામાં પડેલી કેટલીક ફાટો સમારવાને જયમલે હુકમ

કર્યો હતો, અને એ તપાસતાં દંપતિ અત્યારે ત્યાં ઉભાં હતાં. એટલામાં બહારથી એક અચાનક ધડાકો સંભળાયો. દીવાલ ઉપર ઉભેલું સકળ સૈન્ય ક્ષોભ પામી ગયું અને આંખ આડા હાથ દઈ જ્યાં બેસી ગયું તેઓ ગભરાટમાંથી મુક્ત થાય એટલામાં તો પ્રથમના કરતાં પણ વધારે જોસથી બીજો એક ધડાકો થયો. થોડીવારે સ્વસ્થ થઇ શું થયું તે રાજપૂતો આમ તેમ જોવા લાગ્યા તો જણાયું કે દુશ્મનોએ બે મોટી સુરંગો ફોડી હતી અને તેથી ચિત્તોડના ગઢમાં બે મોટી ફાટો પડી હતી. તે વાટે શત્રુના સિપાઈઓ શહેરમાં દાખલ થશે અને ઓચિંતો હલ્લો કરશે એમ વિચારી તરતજ રાજપૂતો બે ભાગમાં વહેંચાઇ ગયા, અને પ્રત્યેક ટુકડી દરેક ફાટના મોખરે જઇ ઉભી. ફાટો પૂરી દેવાનો સમય નહતો તેથી મનુષ્યની માટીથી તેઓએ તે પૂરી દીધી અને પોતાના લોહીના કાદવથી તેનું રક્ષણ કરવાને તત્પર થઇ ઉભા. પણ તેઓએ ધાર્યું હતું તેમ શત્રુએ હુમલો કર્યો નહિ. એક સાધારણ સરદાર પણ આવી મળેલ તકનો લાભ લેવા ચૂકે નહિ, તો પછી અકબર જેવો બાહોશ અને અનુભવી સરદાર હલ્લો કરવામાં કેમ ચૂક્યો હશે એથી વિસ્મિત થતા ચિત્તોડ વાસીઓ તેમની રાહ જોતા ઉભા. પણ મુગલ સૈન્ય હલ્લો કરતાં શામાટે અટક્યું તે હવે આપણે તપાસીએ

બન્ને સુરંગ ઉરાડી મૂકવા માં આવે કે તરતજ કિલ્લા ઉપર હલ્લો કરવાને અકબરે બે હજાર યોદ્ધાને તૈયાર કરી રાખ્યા હતા. પ્રથમ સુરંગ ફુટી એટલે તેઓએ ધાર્યું કે બન્ને સાથે ઉરાડવામાં આવી હશે ? જરાએ વખત ગુમાવ્યા સિવાય તેઓ એકદમ આગળ ધસ્યા, અને બે સુરંગ ફોડવાથી કિલ્લામાં બે ફાટ પડી હોવી જોઇએ એવું અનુમાન કરી હજાર હજારની ટુકડીમાં તેઓ વહેંચાઇ ગયા અને જોસભેર આગળ વધ્યા પણ આપણે જાણીએ છીએ કે ફક્ત એકજ સુરંગ ફોડવામાં આવી હતી. બીજી ટુકડી જેવી બીજી સુરંગ તરફ ધસારો કરતી ચાલી જાય છે કે એકાએક ધરતીકંપના સખત આંચકા જેવો એક મોટો ધડાકો થયો, તેઓના પગનીચેની જમીન ફાટી, કેટલાક અંદર ગરક થઇ ગયા, કેટલાક હવામાં અદ્ધર ઉડીગયા કેટલાકના હાથ પગ અને ધડમસ્તક છૂટાં પડીને ચોતરફ વિખરાઇ ગયા અને કેટલાક તો ભયના માર્યા મૃત્યુવશ થઇ પડયા. દેખાવ અતિ ત્રાસદાયક અને કરૂણાજનક થઇ પડયો. આ હોનારત

માં મુગલ લશ્કરના ૧૫ અમલદાર અને ૫૦૦ માણસ જોતજોતાંમાં મરણ પામ્યા. આ અણુધાર્યો બનાવથી મુગલ સૈન્યમાં હાહાકાર વર્તાઈ રહ્યો. ચો તરફ ગભરાટ અને ભુમરાણ મચી રહ્યું તેથી હુમલો કરવાની વાત તો કોઈને યાદપણ આવી નહિ. આ ઢીલનો રાજપૂતોને બહુ સારો લાભ મળ્યો અને બચાવની પૂરતી તૈયારી કરવાનો તેમને સારીપેઠે વખત મળ્યો.

ગભરાટ શાંત પડયા પછી જ્યારે મુગલો ઉમંગ રહિત ચહેરે અને મંદ પગલે કિલ્લામાં પડેલ ફાડ તરફ ધસ્યા, ત્યારે ત્યાં તત્પર થઈ ઉભેલા રાજપૂતો એ ગોળી અને તીરના વર્ષાદથી તેમને યોગ્ય સત્કાર કર્યો. પોતાના જાનની દરકાર કર્યા વિના મુસલમાનો ફાટની નજીકમાં જઈ પહોંચ્યા અને ભેટ ભેટા થઈ જવાથી શમશેરયુદ્ધ ચાલ્યું. પણ સ્વભૂમિના બચાવ અર્થે પ્રાણ સમર્પણ કરવાને તૈયાર થઈ ઉભેલા રાજપૂતોએ એક તસુનો પણ માર્ગ આપ્યો નહિ. અંતે ન ફાવવાથી પારાવાર હાનિ સાથે મુગલોને પાછા વળવું પડયું.

થયેલ નુકસાનથી, અને હાર ખાઈ પાછા હઠવું પડયું તેથી, નિરાશ થઈ ઉતરી ગયેલ મોઢે મુગલ સિપાઈઓ સાંજે છાવણીમાં બેઠા હતા, એટલામાં શહેનશાહ અકબર છાવણીના મધ્ય સ્થળે આવી, મેદાનમાં સૌને એકઠા કરી, બુલંદ અવાજે બોલ્યો, “ મારા શૂરવીર સરદારો અને યોદ્ધાઓ, આજના અકસ્માતમાં જે બહાદૂર લડૈયા મેં ગુમાવ્યા છે અને તમે જે શૂરવીર સાથીઓ ખોયાછે. તેને માટે આપણને શોક અને દિલગીરી થાય એ સ્વાભાવિક છે. એ અકસ્માતથી ઉત્પન્ન થયેલ ગભરાટ, દુઃખ અને નિરાશા પછી તરતજ યુદ્ધમાં ઉતરવું પડે અને તેમાં પાછા હઠવું પડે એમાં શરમાવા જેવું કાંઈજ નથી. એથી એમ નથી. સમજવાનું કે રાજપૂતો આપણા કરતાં વિશેષ બળવાન છે. આજનું સાટું કાલ સવારે વાળીશું. આમ બહાવરા શું બની ગયા છો ? લડાઈના મામલા તો એમજ ચાલે છે. સહેલાઈથી જય મેળવીએ એમાં આપણું પરાક્રમ શુ ? એવા જયથી કીમત પણ શી ? માટે ગઈ ગુજરી ભૂલી જાઓ અને નવેસરથી યુદ્ધને માટે તૈયારી કરો, આજના નુકસાનનો બદલો વ્યાજ સહિત લઈશ ત્યારેજ મને નિરાંત વળશે. “

આ તરફ શત્રુના દળમાં થયેલ નુકસાનથી અને પોતાને મળેલી ફતેહથી રાજપૂતો એટલા બધા આવેશ અને ઉત્સાહમાં આવી ગયા

હતા કે રાતમાં ને રાતમાં તેઓએ કિલ્લામાં પડેલ ફાટો ચણી લીધી, અને સવાર પડતાં સુધીમાં તો તેનું નામ નિશાન પણ રહેવા નદીધું. તે ઉપર માટીનું એવું સફાઇદાર લીપણ કરી દીધું કે ઉપર ચઢવાનો કોઇ યત્ન કરે તો સરી પડયા વિના રહેજ નહિ.

રાજપૂતોની યુક્તી અને ઉત્સાહ જોઇને નિરાશ થઇ જવાને બદલે મુગલો વધારે જોસમાં હલ્લો કરવાની તૈયારીઓ કરવા લાગ્યા. માથે લીધેલું કાર્ય પાર પાડવામાં નડતી મુશ્કેલીઓથી ડરી જવાનું ને અમુક કાર્ય અશકય છે માટે તે ન અજમાવવાનું મહાનને પાલિયનની માફક અકબર સમજતો જ નહતો. એ નામાંકિત ફ્રેન્ચ યોદ્ધાની માફક 'અશકય' શબ્દથી અકબર પણ અજ્ઞાન હતો. જેમ જેમ તેના માર્ગમાં અડચણો વધતી જતી તેમ તેમ તે દૂર કરવાનો તેનો ઉત્સાહ વધારે સતેજ થતો. તે વારવાર બોલતો કે 'મહાન કાર્યોના માર્ગમાં અનેક મુશ્કેલીઓ હોય છે; તેનાથી ડરીને દૂર હઠવું યાતો આળસથી તે કાર્ય પડતું મૂકવું એ કાયરતાની નિશાની છે; ઉદ્યમ, ખંત અને ઉત્સાહથી નડતરને દૂર કરવામાં મચ્યા રહેવું એમાંજ મરદાઇ છે.' પ્રત્યેક ફરમાનને એવા દૃઢ નિશ્ચય અને દૂર અંદેશીથી કરતો કે સંપુર્ણ વિજય મેળવ્યા સિવાય પાછા ફરવાનો તેનો સ્વપ્ને પણ વિચાર નથી એ તે ઉપરથી સ્પષ્ટ જણાઈ આવતું. સરદારની ચપળતા અને કાર્ય કુશળતાની અસર સિપાઇઓ ઉપર પણ પડી રહે છે તે મુજબ જાણે અકસ્માત બન્યોજ ન હોય તેમ મુગલ લડવૈયા હોંશથી પોતાના કાર્યમાં મશગૂલ થવા લાગ્યા. હવે શહેનશાહ શું કરશે તેની કલ્પના કરી તે મુજબ પોતાનો બચાવ ગોઠવવામાં અને શહેરની મજબુતી વધારવામાં રાજપૂતોએ પણ કાંઇ કચાશ રાખી નહિ. થોડા દિવસમાં તો કિલ્લાનું સમાર કામ એટલું સંપૂર્ણ થઈ ગયું કે ઘેરા પહેલાં કિલ્લો જે આબાદ સ્થિતિમાં હતો તેવોજ પાછો થઇ રહ્યો.

સુરંગનો અકસ્માત બન્યા પછી એક રાત્રે શહેનશાહ અકબર પોતાના સૈન્યમાં ફરતો હતો. એ વખતે કિલ્લાની દીવાલ ઉપર જયમલ્લને, મોટા આમળ મસાલ સાથે ફરતો તેણે જોયો. જાણે એકાએક કાંઇ તદબીર સુઝી આવી હોય તેમ અકબરે એકદમ પાસે ઉભેલા એક સિપાઇની બંદુક લીધી અને જયમલ્લના કપાળ ઉપર આબાદ નેમ તાકીને તે ફેંડી. તરતજ દીવાલ ઉપર શોર બકોર મચી

હતો તેથી ઘા નિષ્ફળ નથી ગયો એમ સુલતાનની ખાતરી થઇ. જો જયમલ્લ મરાણો હોય તો હવે સઘળી બાજી મારાજ હાથમાં છે એમ માની તે ખુશી થવા લાગ્યો. તે રાજપૂત સ્વભાવથી સારી રીતે માહિતગાર હતો તેથી તેણે ધાર્યું કે પોતાના સરદારના મરણથી રાજપૂતો બ્હાવરા અને મરણિયા થઇ મેદાન પડશે અને મુગલ સૈન્ય ઉપર ઓચિંતો હલ્લો કરશે એમ વિચારી સૌને સાવધ રહેવાની સૂચના આપી તે પોતાના તંબુએ ગયો.

પ્રાતઃકાળ થતાં પહેલાં તો રાજપૂતોનાં ધાડે ધાડાં શહેર બહાર ધસી આવ્યાં, અને જોત જોતામાં મુગલ છાવણી ઉપર તેઓએ છાપો માર્યો. દીર્ઘદ્રષ્ટિથી અકબરે પોતાના સિપાઇઓને અગમચેતી આપી સાવધ કરી મૂકયા હતા, તેથી તેઓ રાજપૂતોની રાહ જોતાજ હુંશિયાર બુંધ થઇ બેઠા હતા. જો અગાઉથી તેમને ચેતવણી મળી નહોત તો ખચિત રાજપૂતો તેમના લશ્કરમાં ભંગાણ પાડત તેમને વિખેરી નાંખત, અને અનેકને યમદ્વારે પહોંચડાવત, રાજપૂત સૈન્યને મોખરે, ભય અને જોખમની પરવા કર્યા વિના, ખુલ્લી શમશેરે જયમલ્લની વિધવા વિમળા સિંહણની માફક ઘુમતી હતી, અને માર્ગમાં મળતા મુસલમાનોને ઘાસની માફક સટાસટ કાપી નાંખતી હતી.

જેવા રાજપૂતો અને મુગલો સામસામા યુદ્ધમાં ગુંથાય કે તરતજ સૌની નજર ચૂકાવી તે અકબરના તંબુ તરફ ધસી. માર્ગમાં એક અમીરે તેને રોકી પણ જોત જોતામાં તેનું શિર ઉડાવી તે છેક બાદશાહના તંબુ પાસે જઈ પહોંચી. અહિં અકબરના અંગરક્ષક સિપાઇઓએ તેને અંદર પેસતી અટકાવી. તરતજ તે ઘોડા ઉપરથી નીચે કૂદી પડી, અને ટુકડીના નાયકની છાતીમાં પોતાની તરવાર ઘોંચી તંબુમાં દાખલ થઇ અને અકબરના પલંગ પાસે જઇ ઉભી, પણ તે ઉભી હતી એટલામાં સંખ્યાબંધ સિપાઇઓ ત્યાં આવી પહોંચ્યા. તેમાંના કેટલાકને ઠાર કર્યા પછી, અનેકને ઘાયલ કર્યા પછી અને પોતાના શરીરપર પણ બે ચાર ઘા થયા પછી, અંતે થાકીને તે ભોંયપર પડી એટલે સિપાઇઓએ તેને પકડી લીધી બહાદૂર રાજપૂતો જેઓ મુગલ છાવણી ઉપર છાપો મારવા આવ્યા હતા, તેઓ પણ મુસલમાનના અસંખ્ય દળ સામે લાંબો વખત ટકી શકયા નહિ તેમનામાંના ઘણાખરા ઝપાઝપીમાં મરાણા અને ફકત પાંચ પચીસ

પચીસ આદમી આ ત્રાસદાયક અને ભયંકર ખુનરેજીની શોક જ-નક હકીકત કહેવાને પાછા ચિત્તોડ ભેગા થઇ શક્યા.

થોડીવારે અકબર પોતાના તંબુમાં આવ્યો અને જોયું તો બે ચાર સિપાઈનાં મુડદાં અને પાંચ દસ ઘાયલ થયેલા આદમીની વ-ચ્ચમાં લોહીની નદીમાં ગોથાં ખાતી વિમળા તેની નજરે પડી. તર-તજ હકીમોને બોલાવી તેને પાટા પિંડી કરવાની તેમને સૂચના આપી. પોતાના સ્વામિના ખુનનું વેર લેવાને એક અબળાએ જે બળ દાખ-વ્યું હતું તે જોઇને તે ચકિત થયો, તેના દુઃખને માટે તેને દયા ઉ-ત્પન્ન થઈ અને જો હજી પણ રાજપૂતો શરણ થાય તો કેટલેક અંશે તેમની સ્વતંત્રતા સાચવીને તેમને પોતાના કરી લેવાનો તેણે નિશ્ચય કર્યો. ઘેરાયલા રાજપૂતોનાં અદ્‌ભૂત પરાક્રમ અને અનુપમ દ્રઢતાથી તે એટલો બધો સાનંદાશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો હતો કે તે વારંવાર બોલી ઉઠતો કે "આવા લશ્કરની સહાયતાથી સાર્વભૌમ રાજ્ય સ્થાપવું હોય તોપણ તે અશક્ય નથી."

બીજે દિવસે સવારમાં વિમળાએ ઉઠીને તરતજ અકબરને મ-ળવાની ઇચ્છા જણાવી. તરતજ તેને શહેનશાહની હજૂરમાં લઇ જ-વામાં આવી. અકબરની સન્મુખ ઉભી રહી તે નિર્ભય પણે બોલી " મુગલ બાદશાહ, એક વખત ચિત્રસેનના હાથથી અને બે વખત મેં જાતે, એમ ત્રણ વખત તારો જાન લેવાની મેં કોશિશ કરી, તેથી તારા કોપનો ભાર મેં જાણી જોઇને મારા શિરપર વ્હોરી લીધો છે. મારા પ્રયાસમાં હું ફાવી હોત તો તેનું ફળ તારે ભોગવવું પડત, પણ હારી છુ તેથી મારે તે અવસ્ય ભોગવવું જોઇએ. માટે બોલ, તું મને કેવા મોતે મારવા ઇચ્છે છે?"

અકબર—બાનુ, ખુદા મને એવી નીચ બુદ્ધિ ન આપે કે મારા શત્રુ લડાઇમાં મારો પ્રાણ લેવાના પ્રયાસમાં નિષ્ફળ નીવડે તે-મને હું શિક્ષા કરૂં!! તારા શૂરવીર પતિનો જાન લેનારને તું બે જાન કરવા ઇચ્છે એ તદન સ્વાભાવિક છે અને એક રાજપૂતાણીને શોભા આપનારૂં છે! દ્વેષ બુદ્ધિને વશ થઇને નહિ, પણ ચિત્તોડસર કરવાનો માર્ગ સરળ કરવાના સાધન નિમિત્તે મેં જયમલ્લને માર્યો છે. અહિં હું તેના કટા શત્રુ તરીકે આવ્યો છું, છતાં મારે એટલું તો કબુલ કરવું પડે છે કે આ પૃથ્વી ઉપર તારા પતિ જેવા પરાક્રમી

અને સ્વદેશ ભક્ત નર લાખે એક ભાગ્યેજ હશે ! તેનો ક્ષણભંગુર દેહ નાશ પામ્યો છે તથાપી તેની કીર્તિ યાવતચંદ્ર દિવાકરો જગતમાં મશહુર રહેશે અને ઘરોઘર ગવાશે રાજપૂતો સલાહ કરવા ઇચ્છતા હોય તો સરળ શરતે તેમ કરવાને હું તૈયારછું.

**વિમળા**—મારા સ્વર્ગવાસી પતિની પ્રશંસા તેના શત્રુના મુખેથી સાંભળીને મને સંતોષ થાય છે. ' મૂર્ખ મિત્ર કરતાં દાનો દુશ્મન સારો ' એ કહેવત યથાર્થ છે. પણ મારા પતિના ( મરણથી ચિત્તોડ સહેલાઇથી શરણ થશે એમ ધારવામાં તારી ભૂલ થાય છે. તું સલાહ કરવાની વાત કરે છે, પણ જો રાજપૂતો એ બાબતમાં મારી સલાહ પૂછવા આવે, તો હું તેમને સાફ કહું કે જ્યાં સુધી એક પણ આદમી હયાત હોય ત્યાં સુધી રાજપૂત જાતપર અને મેવાડભૂમિપર કલંક ચોંટાડશો નહિ !

**અકબર**—પણ જે શરતે હું સલાહ કરવા માગુછું તેમાં તને અને અન્ય રાજપૂતોને જરાએ કલંક બેસે તેમ નથી. તમારૂં ગૈરવ સાચવીને હું તેમ કરવા ઇચ્છુંછું.

**વિમળા**—જેણે વિના કારણે અમારા દેશ ઉપર ચઢાઇ કરી છે તેના તરફથી ગૌરવ સાચવવાની વાત ' દાઝયા ઉપર ડામ ' જેવી સમજવી. ચિત્તોડ વાસીઓને માટે તને ઉચ્ચ અભિપ્રાય હોય, અને તેમની મૈત્રિની પરવા ધરાવતો હોય, તો તારૂં લશ્કર લઇ અહિંથી ઉપડી જા, અને અમારી સ્વતંત્રતા અમને નિર્વિઘ્ને ભોગવવા દે ! અત્યારે હું તારા કબજામાં છું તેથી તારી દયાની આશા યાતો વેરની પરવા રાખુંછું એમ ન સમજતો ! અરે જુલમગાર, તારે કરવી હોય તે શિક્ષા મને કર અને તારા વેરની આગ બુઝાવ. મને ગમે તેટલી રીબાવીને મારીશ તોપણ સુંકેચાં કર્યા સિવાય, પ્રાણાંત સુધી હું તે સહન કરીશ. પણ મહમૂદ ગઝની અને અલ્લાઉદ્દીન ખિલજી જેવા નર પિશાચો જેણે મંદિરની મસજીદો બનાવી અમારા ધર્મનું ખંડન કર્યું છે, જેણે આર્ય લોકોને વટલાવી ઘણાને ધર્મ ભ્રષ્ટ કર્યાં છે અને જેણે આર્યભૂમિને પરતંત્રતાની બેડી પહેરાવી છે, એવા મ્લેચ્છ કુળમાં ઉત્પન્ન થયેલો તું ગમે તેટલો ઉદાર અને ડાહ્યો હોય પણ અંતે તેમુરના વંશનો તો ખરો કેની ? ! તારાથી થાય તે કરી લે ! તે સહન કરવાને હું તૈયાર છું.

અકબર—બાનુ, જેમ પાંચે આંગળી સરખી હોતી નથી, તેમ સૌ મનુષ્યો પણ સરખાં હોતાં નથી. મહમૂદ અને અલ્લાઉદ્દીનના જુલમની વાત મારાથી અજાણી નથી. પણ અકબર એવો અવિચારી અને જુલમી નથી એમ હજી તારી ખાતરી નથી થઇ? ગુલામ ખિલજી અને તઘલખ વંશના બાદશાહોના વખતની હિંદની હાલતને આજના સમય સાથે સરખાવ અને જો કે તેમાં તને કાંઇ તફાવત માલૂમ પડે છે? દેશમાં સર્વત્ર ન્યાય અને સલાહ શાંતિ વર્તે છે, જઝીઆ વેરો માફ થયો છે, હિંદુઓને રાજ્યમાં મોટા મોટા હોદ્દા મળે છે, સૌ પોતપોતાનો ધર્મ નિર્વિઘ્ને પાળે છે, સતીનો ત્રાસ દૂર થયો છે અને ટુંકામાં સૌને સમાન રાખવામાં આવે છે. આવી રાજનીતિ ગ્રહણ કરવામાં કાંઈ ઉંડો ભેદ અથવા છળપ્રપંચ હશે એમ તું ધારતી હોય તો આપણે તારો પોતાનોજ દાખલો લઇએ. ત્રણ ત્રણ વાર તેં મને મારી નાંખવાનો પ્રપંચ રચ્યો, તારા દેશનું હિત સાચવી સલાહ કરવાની મેં દરખાસ્ત કરી તે તેં ધિક્કારી કાઢી, અદ્યાપિ પર્યંત મારી રૂબરૂ જે વચનો કાઢવાને કોઇ હિમ્મત ધરી શક્યું નથી, એવા કઠોર અને અપમાનનાં સહન ન થઇ શકે એવાં વચનો તે કહ્યાં, વળી અત્યારે તું મારી સત્તામાં છે તેથી ધારૂં તે સજા ફરમાવવાને હું શક્તિવાન છું છતાં તેનો લાભ ન લેતાં અને તારી વર્તણુક પર નજર ન કરતાં, તને માન અકરામ સાથે ચિત્તોડ પહોંચાડી આવવાને મે સરદારોને વરધી પણ આપી દીધી છે. બોલ હજી પણ તું મને મહમૂદ અને અલ્લાઉદ્દીનની હારમાં મૂક છે કે?

પોતે અકબરને વગર વિચારે જે કઠોર વચનો કહ્યાં હતાં તેથી અને શહેનશાહની અપરિસીમ ઉદારતાથી વિમળાની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી એક પણ શબ્દ બોલ્યા સિવાય તે તંબુમાંથી બહાર નીકળી અને અકબરે તૈયાર રખાવેલ સુખપાલમાં બેસી ચિત્તોડમાં આવી પહોંચી.

# પ્રકરણ ૩ જું.

## કેશરીયા—

હવે ચિત્તોડવાસીઓ છેક નિરાશ થઇ ગયા. તેમનો સરદાર મરાણો હતો, છેલ્લા હલ્લામાં સંખ્યા બંધ રજપૂતો કપાઇ ગયા હતા અને બહારથી મદદ આવી પહોંચવાની આશા નહતી. આ નિરાશાની તેમના મન ઉપર બહુજ માઠી અસર થઈ. શત્રુના હાથમાં સપડાવાના ત્રાસે તેમને કમકમાટી ઉપજાવે એવાં અકાર્ય કૃત્યો કરવાને ઉશ્કેર્યા. કુટુંબના કુટુંબો, તેમને આ સ્થિતિએ પહોંચાડનાર મ્લેચ્છોને શાપ આપતાં, પોતાને હાથે કપાઇ મૂઆ. ચિત્તોડમાં એવું એક પણ ઘર ન રહ્યું કે જ્યાં મરી ગયેલાં અને મરવાની અણી ઉપર આવી પડેલાંની હૃદય ભેદક ચીસો સંભળાતી ન હોય. શહેરમાં સંભળાતી મરણની ચીસો, અને કિલ્લા બહાર પડતી "અલ્લાહુ અકબર" ની બાંગથી, મેવાડ ભૂમિમાં જાદવા સ્થળી જામી રહી હોય અને વિકાળ કાળનો ત્રાસદાયક અમલ ચોમેર જામી રહ્યો હોય એવો આભાસ આવવા લાગ્યો.

દિન પ્રતિદિન ખુનરેજી વધતી ચાલી. આખરે મુડદાંની સંખ્યા એટલી બધી વધી પડી કે તેમને અગ્નિદાહ કરવાને પણ પૂરતાં માણસ રહ્યાં નહિ. બજાર અને શેરીઓમાં ચો તરફ મુડદાંના ઢગલે ઢગલા નજરે આવવા લાગ્યા. મુડદાં કોહી જવાથી શહેરમાં મરકી ચાલી અને બાકી રહેલાઓમાંના ઘણાખરાનો ભોગ તેણે લીધો.

મુગલ છાવણીમાંથી ઘાયલ થઇને આવેલ હોવાથી વિમળા પોતાના મહેલમાં વૈદ્યની સારવાર નીચે પડી હતી. જ્યારે તેના જાણવામાં આ વાત મળી આવ્યા ત્યારે કશો પણ ભય ગણકાર્યા સિવાય તે બેઠી થઇ અને કિલ્લા ઉપર જઇ ઉભી. ત્યાં તેણે રાજપૂત સરદારો અને લડવૈયાને ના હિમત થઇ ઉભેલા જોયા. તેમાં પ્રતાપ સિંહે—જેનું સગપણ જયમલ્લની મોટી દીકરી નની સાથે થયાની વાત આગળ આવી ગઈ છે તે—પણ હતો. તેને ઉદેશીને વિમળા બોલી, "શત્રુની સામે ફાવવાનો હવે સંભવ રહ્યો નથી, માટે હવે છેવટ ઇલાજ અજમાવવો જોઇયે. આપણા પૂર્વજોએ અનેક વાર

તેમ કર્યું છે આપણે માટે પણ એ રીતિએ વર્તવાનો સમય આવી લાગ્યો છે; એવે વખતે રાજપૂતોએ કેમ વર્તવું તે તમને કહી બતાવવાની કશી જરૂર નથી."

પ્રતાપસિંહ—પણ આમ છેક નિરાશ થઇ જવાનું શું કારણ છે? હજી આપણી હાર થઇ નથી. કિલ્લાના બચાવ માટે હજી આપણી પાસે પૂરતાં માણસો છે. મુગલો કરતાં આપણી સંખ્યા ઓછી છે તેમાં શું થઇ ગયું? રાજપૂતોના બાહુ બળથી આપ ક્યાં અજાણ્યા છો? વળી આપણે તો કિલ્લામાં રહીને લડવાનું છે અને તેઓ તો ખુલ્લા મેદાનમાં પડ્યા છે. માટે સંખ્યાનું સાટું તો આ બે વાતથી વળી રહે છે.

વિમળા—એ બધો વિચાર મેં કરી જોયો છે, અને લાંબા વિચારના પરિણામેજ હું આ નિશ્ચય ઉપર આવીછું. મુસલમાનો પણ જોશે કે રાજપૂતો જેવા યુધ્ધમાં આગ્રહી છે તેવાજ શરણુ ન થવામાં પણ છે, અને પરાધીનતા કરતાં મોતને તેઓ વધારે પસંદ કરે છે. છેવટની તૈયારીને માટે શબ્દોથી તમને ઉશ્કેરવાની જરૂર નથી, કારણ કે દરેક રાજપૂત, આવા વખતે પોતાનું શું કર્તવ્ય છે તે, સારી રીતે સમજે છે.

પ્રતાપસિંહ જો કે છેક કાયર પુરૂષ નહતો, તોપણ વિમળાનાં વચનથી તે ઉંડા વિચારમાં પડી ગયો. હજી તે યુવાન હતો, અને દુનિયાના સુખનો સ્વાદ ચાખવાનો સમય આવે તે પહેલાં તેમાંથી ચાલ્યા જવું પડે એ તેને પસંદ ન હતું. છેક આખર વખત આવી પહોંચ્યો છે એમ તે માનતો ન હતો. કદિ તેમ હોય તો પણ મરણ કરતાં અકબર જેવા ઉદાર શત્રુને શરણ થવું શું ખોટું? તે રણી દિલ્હીનો શહેનશાહ પડેલાપર પાટુ ન મારતાં મેવાડીઓનો માન મરતબો સાચવી તેમની સાથે મિત્રાઇથી વર્તશે—એમ તેની ખાતરી હતી. માટે મરણ કરતાં શરણ થવાનું વધારે લાભ કારક છે એવો પોતાનો વિચાર જ્યારે તેણે વિમળાને જણાવ્યો ત્યારે તે શૂરી સ્ત્રી તેની સામે ક્રોધયુક્ત નજર કરી કરડાકીમાં બોલી, "શું મારા જમાઇ, રાજપૂતોએ કદિ નથી કર્યું એવું, હલકું કૃત્ય કરવાની મને સલાહ આપે છે? બસ, હવે અત્યારથી આપણા વચ્ચે કશો સંબંધ નથી એમ સમજી લેજો; અને મારા આંગણામાં પગ પણ મૂકશો નહિ." એમ કહી મ્હોં મરડી તે ત્યાંથી ચાલી નીકળી.

શહેરમાં ચોતરફ ફરીને ખુના મરકીએ વર્તાવેલ કહેર તેણે નજરો નજર જોયો. આ હૃદયભેદક દેખાવથી ના હિમ્મત અથવા નિરાશ થવાને બદલે તેના ઝનુંની વિચારો વધારે મજબુત થયા. હજારો મુડદાં નજરે પડવા છતાં શોકનો એક પણ ઉદ્‌ગાર તેના મ્હોંમાંથી ન નીકળ્યો. ઘરોઘર જઇ મરણ કાંઠે પડેલાની સાથે તે હર્ષથી વાતો કરવા લાગી, અને કેમ જાણે તે સઘળા અખંડ સુખ પ્રાપ્ત કરવા આ દુઃખમય જગત છોડી જતા હોય, તેમ તેમને જોઇ સંતોષ માનવા લાગી. મરવા પડેલા માણસો પણ જરાએ હાય પોકાર માર્યા સિવાય પ્રફુલ્લિત ચહેરે છેક અંતકાળ સુધી આનંદ વાર્તા કરતાં જણાતાં હતાં. આખે રસ્તે મુડદાં કચરતી તે ઘેર આવી તો પણ એ મર્મભેદક દેખાવથી તેના વજ્રમય અંતઃકરણ ઉપર લેશમાત્ર અસર ન થઇ; કારણ કે તેનું ચિત્ત એકજ વિચારમાં એવું તલ્લીન બની ગયું હતું કે અન્ય વિચારોને માટે તેમાં તલપૂર પણ જગે રહી ન હતી.

આંગણામાં પેસતાંજ નની તેને મળી. તેની સામું જોઇને તે બોલી, નની, ચિતોડમાં કાળ પોતાનું કામ કરવાને ક્યારનોએ મંડી પડ્યો છે. મહા બારત ભોગે પ્રાપ્ત કરેલ વિજયમાળા મુગલોને સુંદર અને સુગંધદાર નહિ જણાય. હજારો મનુષ્યોના લોહીમાં ખરડાયેલી માળા મનુષ્ય માટિની માફક કરમાઇને કોહી જશે અને તેની દુર્ગંધ તેમને કમકમાટી ઉપજાવશે; તેમની છાતી ઉપર તે ધગધગતા અંગારા જેવી સાલશે અને આભુષણને બદલે દુષણ રૂપ થઇ પડશે. દીકરા, પરલોક ગમનને માટે આપણે તૈયારી કરવી જોઇએ. આ દુઃખ રૂપ અને અંધકાર મય જગતનો ત્યાગ કરી સ્વર્ગ સુખ ભોગવવા મારી સાથે આવવાને તું તૈયાર છે? મ્લેચ્છ કરતાં અગ્નિ દેવનું શરણું વધારે પવિત્ર અને સુખ કર છે, માટે આપણી કાયા તેને સમર્પણ કરવાનો મેં નિશ્ચય કર્યો છે."

**નની**—માતુ, મારા પ્રારબ્ધમાં લિખ્યું હોય તે ભોગવવાને હું તૈયાર છું. જે સ્વતંત્ર હવામાં હું જન્મથી ઉછરીછું, તે જો પરતંત્રતાના ઝેરી પવનથી વિષ-રૂપ બનશે એમ તું કહેતી હોય તો પછી મારે જીવીને શું કરવું છે? કારણ કે એ ઝેરી હવાનો શ્વાસ લેવાને હું અશક્ત છું. કાયા વટલાવવા કરતાં બળી મરવું શું ખોટું? આ જ-

ગતના મોહપાશમાં હજી હું એટલી બધી નથી લુબ્ધ થઇ ગઇ કે મુસલમાનની ગુલામડી તરિકે પણ તેમાં રહેવાનું પસંદ જ કરૂં ! માટે તું કહે તેમ કરવા હું તૈયાર છું.

દીકરીનાં આવાં સ્વતંત્રતા અને જુસ્સાનાં વચનો સાંભળીને માતાએ તેને પોતાની છાતી સરસી ચાંપી. આ વખતે તેની નાની દીકરી ઓરડામાં દૃઢનિશ્ચય જોઇને તેનું હૃદય કંપવા લાગ્યું કારણ કે દુનિયાના દુઃખનો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહતો. માબાપના લાડમાં અને અમનચમનમાં ઉછરેલ બાળકીને કમોતે અને વળી કુમળી વયમાં મરવું શે ગમે ? સંસારનાં સુખ છોડી હાથે કરીને બળી મરવાનું પોતાની મા કેમ પસંદ કરતી હશે તે તે સમજી શકી નહિ. કાળનું વિકાળ સ્વરૂપ તેની નજર આગળ તરવા લાગ્યું. તેને નિહાળીને થરથર કંપતિ તે ઉભી છે એટલામાં વિમળાએ તેને પોતાની પાસે બોલાવીને કહ્યું, બેટા, આ જગતમાં હવે આપણે 'અલ્પકાળના' જ મેમાન છીએ. યમરાજાનું તેડું આવી પહોંચ્યું છે અને તેની સાથે ગયા વિના છુટકો નથી, માટે શરણ થવું એજ આપણો ધર્મ છે અને તેમાંજ સુખ રહેલું છે. ”

બીચારી બાળા માતાના શબ્દો સાંભળીને ધ્રુજવા લાગી. તેની વાચા બંધ થઇ ગઇ. પોતાના માબાપની સામે જેણે કદિ એક પણ સખુન ઉચ્ચારેલું નહિ, તેનું શું ગજું કે આવે વખતે તેને સમજાવી શકે ? ! “જેવી માજીની આજ્ઞા” એટલા શબ્દો ભાંગે તૂટે અવાજે બોલી, શિર નમાવી, સજળ નેત્રે તે ત્યાંથી ચાલતી થઇ.

જોહરની ક્રિયા કરવાનું હવે નક્કી કરવામાં આવ્યું ઘેરાની શરૂઆતમાં રાજપૂત દળ આઠ હજારનું હતું, તે ઘટીને હાલ પાંચ રહ્યું હતું તે તમામને એકઠા કરવામાં આવ્યા. તેમને સંબોધીને વિમળા બોલી, “મારા રણકુશળ અને શૂરવીર યોદ્ધાઓ, બબ્બે માસ સુધી ચિત્તોડના રક્ષણ અર્થે આપણાથી બન્યું તેટલું આપણે કર્યું છે. તમારો સરદાર–મારો પતિ, હયાત હોત તો કદાચ આવો વખત ન આવતા પણ હવે નામોશીમાંથી બચવાનો માત્ર એક જ ઇલાજ આપણા હાથમાં રહ્યો છે; અને તે અમલમાં મુકવાનો કાળ ભરાઇ ચૂક્યોછે. અમારે સ્ત્રીઓએ ચિતામાં પ્રવેશ કરવો, અને તમારે પુરૂષોએ કેશરીઆ જામા ધારણ કરી મેદાન પડવું શરણ અને મરણ એ બે વચ્ચે પસંદગી કરવામાં રહીછે તેમાં તમે મરણનેજ પસંદ કરશો એમ મને ખાત્રીછે.”

હાજર થયેલા રજપૂતોએ શિર નમાવી સઘળું શાંતિથી સાંભળી લીધું પોતાના સ્વર્ગવાસી સરદારની વિધવાના વિચાર સામે કોઈએ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. તે બોલી રહી એટલે ટપોટપ દરેક પોતાના કપડાં ઉતારી કેશરીઆ વાઘા પહેરી લીધા, અને ખુલ્લી શમશેર ધારણ કરી હુકમની રાહ જોતા ઉભા. શુરી રાજપુતાણી તેમના સામે હર્ષ અને સંતોષથી જોઇ રહી. તે જાણતી હતી કે એ તરવારો ટુંક સમયમાં શત્રુના લોહીથી તૃપ્ત થશે. બધી તૈયારી થઇ રહી એટલે તેણે શહેરના દરવાજા ખુલ્લા મુકાવી દીધા અને રાજપૂત યોદ્ધાઓને મેદાન પડવાની આજ્ઞા આપી.

'હર હર શંકર' ની કાનના પડદા ફોડી નાંખે એવી યુદ્ધ ગર્જના કરતા મહાપ્રલયની ભરતીની માફક રાજપૂતો શહેર બહાર ધસ્યા. પથ્થરનું પેટ ફાડી નદી જેમ ઘુઘવાટ કરતી આગળ વધે તેમ મેવાડીઓ આગળ વધ્યા. રાજપૂતો કેશરીઆ કરી યુદ્ધમાં ઉતરે ત્યારે કેવા મરણિયા થઇને લડે છે તે મુગલો સારી પેઠે સમજતા હતા. તેથી સવારનાં તેઓ સજ્જ થઇને ઉભા હતા. જેવા રાજપૂતો મુગલ છાવણીમાં આવી પહોંચ્યા કે દારૂણ યુદ્ધ મચ્યું. મરણનો ભય ગણકાર્યા સિવાય 'માર, માર,' ના પોકાર સાથે તેઓ ચોતરફ ઘુમવા લાગ્યા અને માર્ગમાં જે મળે તેને યમદ્વારે પહોંચાડવા મંડ્યા. મરવાનેજ બહાર પડેલા રાજપૂતોએ જોત જોતામાં સેંકડો મુસલમાનોને કાપી નાંખ્યા અને ફક્ત પાંચ હજાર મરણીઆ રજપૂતોએ પચીસ હજાર મુગલોમાં ત્રાસ વર્તાવી મૂકયો તેમનું અસાધારણ બળ જોઇને અકબર પણ આશ્ચર્ય ચકિત થઇ ગયો, પોતાના લશ્કરને મોખરે રહી જોખમની પરવા કર્યા વિના તે લડયે જતો હતો તેને બે સખત જખમ થયા હતા અને જો તેણે બખ્તર પહેર્યું નહોત તો તે ક્યારનોએ કપાઇ ગયો હોત.

લગભગ તમામ રાજપૂતો કપાઇ મૂઆ ત્યાં સુધી ખુનખાર લડાઈ ચાલી તેમાં બાર હજાર મુગલ મરાણા અને ચાર હજાર ઘાયલ થયા શત્રુના સૈન્યમાં આવો ભારે સંહાર કરીને બહાદુર રાજપૂતોએ મરતાં મરતાં પણ નામ રાખ્યું અને અકબરને તોબા પોકરાવી યુદ્ધ બંધ થયા પછી જયારે શહેનશાહ ઘાયલ થયેલાની સારવારનો બંદોબસ્ત કરવાને બહાર નીકળ્યો, તે વખતે પોતાના અને અને પરા-

ફમી રાજપૂતોનાં ચોપાસ પડેલાં અસંખ્ય મુડદાં ઉપર નજર પડતાં તે રડી પડયો અને બોલ્યો, " આખરે આપણો જય થયો છે ખરો, પણ તેમાં જે હજારો કીમતી જાનની ખુવારી થઇ છે તે જોઇને મારૂં હૃદય ચિરાઇ જાય છે. રાજપૂતોના અલૌકિક પરાક્રમે મને હેરત કરી દીધો છે, અને હું ખાતરીથી કહું છું કે આપણી સંખ્યા જો તેમના જેટલીજ હોત તો આજના યુધ્ધનો કાંટો તેમની તરફેણમાં નમત " !

મુસલમાનોનો આ લડાઈમાં દાટ વળી ગયો હતો એ ખરૂં, પણ તે સાથે તેમની સંપૂર્ણ ફત્તેહ પણ થઇ ચૂકી હતી. હવે ઘાયલ થયેલા સિપાઇઓ સાજા થાય, અને થાકી ગયેલાને એશ આરામ મળે, એટલે એક વખત સલાહનો પેગામ મોકલી, તેનો અનાદર કરવામાં આવે તો, હલ્લો કરી શહેર કબજે કરવાનો અકબરે નિશ્ચય કીધો.

આ જીવ સટોસટના યુધ્ધમાંથી જે પાંચ પચીસ રાજપૂતો બચ્યા, તેમાં પ્રતાપસિંહ પણ હતો તે પાછો ચિત્તોડમાં આવ્યો અને નનીને મળી તેને સમજાવી, સાથે લઇ ન્હાસી જવાનો વિચાર કરવા લાગ્યો પણ તે જયમલની પુત્રિને બરાબર ઓળખતો નહતો, નહિતો આવો નીચ વિચાર કરતો તે અટકત! તરતજ તે જયમલ્લને ઘેર ગયો. ઘરમાં નની એકલીજ હતી, તેથી તેણે તેને પોતાનો વિચાર જણાવ્યો તે સાંભળીને નનીએ ગંભીરાઇથી પૂછયું, તું કોણ છે?

પ્રતાપસિંહ—તું મને ન ઓળખે એ બનવા જોગ છે? જેની સાથે તારૂં સગપણ કરવામાં આવ્યું છે તે હું પ્રતાપસિંહ પોતે! તને મરતી બચાવવાને અને દુઃખમાંથી છોડાવવાને હું અહિં આવ્યો છું

નની—પોતાના નામને અને જાતને બટ્ટો બેસાડવા તત્પર થાય તેની સાથે સંબંધ કેવો?! કેશરીઆ કરીને બહાર પડયા પછી જે શખ્સ જીવતો પાછો ફરે અરે એટલુંજ નહિ પણ પોતાની કાયરતામાં સામેલ થવામાં તે બીજાને સમજાવે તેની સાથે જયમલ્લની પુત્રિનો સંબંધ સંભવેજ નહિ! પ્રતાપસિંહ, મોતથી તું આટલો બધો કેમ ડરે છે?

પ્રતાપસિંહ—નની, હું મોતથી નથી બ્હીતો ભવિષ્યમાં સુખની ચોકસ આશા જણાતી હોય તેનો ત્યાગ કરી મોતના પંજામાં હાથે કરીને જઇ પડે તેને હું ડાહ્યો પુરૂપ ગણુતો નથી જીંદગીના જોખમે જો દેશનું હિત થતું હોય તો તેમ કરતાં હું પાછો પગ દઉં

નહિ પણ કશાપણ લાભ વિના એક દીવાનાની માફક મસ્ત બની મરવું એ તો આત્મઘાત કર્યો કહેવાય.

નની—નામોશીથી બચવું એજ઼ું મોટો લાભ ન કહેવાય ? બદનામીનો ભુંડો કપાળ પર ચોડી ફરતા ફરવું એવું અધમ કાર્ય ન ગણાય ? યશસ્વી. મરણને શરણ થવું કે અપકીર્તિનું કાજળ મ્હોંપર લગાડી જીવતા રહેવું, એ બે વાત વચ્ચે જે સંકલ્પ વિકલ્પ કર્યા કરે તેનો આત્મા અતિ અધમ જાણવો; કારણકે તેમાં પસંદગી કરવાને વિચારમાં પડવું પડે એવું છે જ નહિ તો પછી જે શખ્સ મરણથી ડરે અને પોતાની નાત, જાત અને ઇજ્જત આબરૂ ઉપર પાણી ફેરવી, ક્ષણિક જીંદગીમાં મોહાંધ થઇ, હરેક પ્રકારે જીવતા રહેવાનો અધમ પ્રયાસ આદરે તેને શું ઉપનામ આપવું તે આપજ વિચારી લો !! પ્રતાપસિંહ, હવે આ ભવમાં તો આપણો સંબંધ અશક્ય છે. એમ કહી તેના ઉપર ધિક્કાર યુક્ત કટાક્ષ ફેંકી તે અંદર ચાલી ગઇ.

માનભંગ થએલો રાજપૂત આથી ઉંડા વિચારમાં પડી ગયો. તેની છેવટની આશા નષ્ટ થએલી જોઇને તે નિરાશ થઇ ગયો શરમ અને પ્રેમના સંયુક્ત પાસમાં સપડાયેલો તે ઉભો છે એટલામાં તો ઓરડો ધુમાડાથી ઘેરાઇ ગયો. પછવાડેના ચોકના ભોંયરામાંથી એ ધુમાડો આવતો જોઇને પ્રતાપ તે તરફ ધસ્યો, ત્યાં જઇ જૂએ છે તો ભોંયરામાં એક મોટી ચિતા ખડકેલી તેની નજરે પડી. તે ઉપર આશરે દોઢસો રજપૂતો સ્ત્રી બાળાઓ સતી સ્ત્રીના પવિત્ર પોષાકમાં કપાળમાં પિયળ તાણી ચોટલા છૂટા મૂકી, બેઠેલી હતી નની હાથમાં બળતી મશાલ લઇ ચિતા ફરતી પ્રદક્ષિણા ફરતી ચોતરફ આગ લગાડતી હતી. છેવટે મશાલ ફેંકી દઇ હર હર મહાદેવ કરતી તેપણ ચિતામાં પડી. ક્ષણવારમાં ધુમાડાના ગોટે ગોટથી આખું મકાન ભરાઇ ગયું બળી મરતા બાળાઓની હૃદય ભેદક ચીસો વધારે વાર સાંભળવાને અશક્ત હોવાથી પ્રતાપસિંહ ત્યાંથી નાઠો.

થોડીવારમાં તો અગ્નિની શિખા ભોંયરાને ભેદી બહાર નીકળી અને જોત જોતામાં જયમલ્લના મકાનમાં ચોતરફ ફરી વળી બળતામાંથી એક પણ જીવ બચાવવો એ અસંભવિત હતું. પ્રતાપસિંહનો કર તરછોડી નનીએ અગ્નિદેવનો હાથ સ્વીકાર્યો અને પોતાની સખ્યા બધ સાહેલીઓ સાથે તે સ્વર્ગપુરીમાં જઇ પહોંચી.

પણ હજી પોતાનું કાર્ય સંપૂર્ણ થયું નથી એમ સમજી વિમળાએ પોતાની નાની પુત્રિ સહિત, ચિતા પ્રવેશ કર્યો નહતો.

---

# પ્રકરણ ૪ ચોથું.

## અંત.

ચિત્તોડવાસીઓનો માન મરતબો અને મુગલ શહેનશાહતની સર્વોપરી સત્તા સચવાય એવી ઉદાર શરતો નક્કી કરી અકબરે પોતાના એક વિશ્વાસુ વકીલને ચિત્તોડમાં મોકલ્યો. સઘળી શરતો સાંભળી લીધા પછી, તે તુચ્છકારી કાઢતાં વિમળા બોલી, "તારા શહેનશાહને કહે જે કે અમારૂં જીવન જે સ્વતંત્રતા તે ખુંચાવી લઇ તેના બદલામાં બીજું ગમે તે તું આપવા તૈયાર થાય તો પણ અમારે તે કશા કામનું નથી. પરતંત્રતા અને શરણાંગત એ બે શત્રુને અમે અમારા મુલકમાંથી હદપાર કર્યા છે અને કાયરતાના કાળાપાણીએ તેમને કાઢી મૂકયા છે, તેમને પાછા અમારી હયાતીમાં, તો અમે પેસવા નહિજ દઇએ."

વકીલે આવી સંદેશો કહી સંભળાવ્યો એટલે કિલ્લાપર હલ્લો કરી શહેર સર કરવાનો અકબરે નિશ્ચય કર્યો. ફરીથી બે સુરંગો ખોદવાનો તેણે હુકમ કર્યો. તે તાબડતોબ તૈયાર કરાવી તેમાં દારૂ ખાથરી ઉડાડવામાં આવી તેથી કિલ્લામાં બે મોટી ફાટો પડી. રાજપૂત સૈન્યની સરદારી હઠીલી વિમળાના હાથમાં હતી. તે આ બનાવથી જરાયે ડગી નહિ. કેશરીઆ કરી યુદ્ધમાં ઘણા ખરા રાજપૂતો મરી ખૂટયા હતા. આખા શહેરમાંથી ઘરોઘરથી બાકી રહેલાને એકઠા કર્યા ત્યારે માંડ બસેં માણસ થયા. એક પણ માણસ હયાત રહે ત્યાં સુધી શત્રુને હાથ કિલ્લો ન જવા દેવાનો વિમળાએ દૃઢ નિશ્ચય કરી મૂક્યો હતો અને તે અમલમાં મૂકવાને માટેજ તેણે અગ્નિ પ્રવેશ કર્યો ન હતો. કિલ્લામાં ફાટ પડે તો તે પૂરવાને અગાઉથી તેણે લાકડાનાં ચોકઠાં કરાવી તેમાં કાદવ ભરાવી રાખ્યો હતો. તરતજ એ ચોકઠાં મંગાવી, મુસલમાનો આવી પહોંચે તે પહેલાં, તે તણે ગડેલ ફાટની આડે ઉભાં કરાવી દીધાં. પછી પોતાના મુઠ્ઠી ભર માણસોથી પંદર હજાર મુગલોને શહેરમાં દાખલ થતાં અટકાવવાને કિલ્લાની દીવાલ ઉપર જઇ ઉભી.

થોડી ઘણી રાજપૂતાણીઓ જેને આખર વખતે ઉપયોગમાં લેવાના મુદ્દાસર વિમળાએ ચિતા પ્રવેશ કરતી અટકાવી હતી, તેઓને

પણ આ વખતે તેણે કિલ્લાની દીવાલ ઉપર એકઠી કરી, અને દરેકના હાથમાં કમરના ઉના ઉના ધગ ધગતા રસની એકેક ડોલ આપી સમજાવી રાખ્યું કે મુસલમાનો દીવાલ ઉપર ચઢવા માંડે કે તરતજ તેમના ઉપર એ રસ રેડી દેવો. ફાટ વાટે દાખલ થનારાને તીર અને ગોળીના વર્સાદથી વધાવી લેવાનું કામ પુરૂષ વર્ગને સોંપવામાં આવ્યું.

સૌને સુચના આપતી વિમળા ચો તરફ ઘુમતી હતી એટલામાં પ્રતાપસિંહ તેની સન્મુખ આવી ઉભો. કશું પણ બોલ્યા વિના તેના તરફ ધિક્કારની દૃષ્ટિ ફેંકી વિમળા ત્યાંથી ચાલી જવાનું કરતી હતી એ જોઇને પ્રતાપસિંહ બોલ્યો, "બળી રહેલાને વધારે ન બાળો! તમે મને નિર્માલ્ય અને શૂરાતન રહિત ગણો છો એ કલંક રદ કરાવવાની ધારણાથી અત્યારે હું અહિં આવ્યો છું. મારા પ્રેમનો જુસ્સો અને જીવનની આશા નલીની સાથેજ બળીને ભસ્મ થઇ ગયાં છે, તેથી હવે ક્યારે અને કેમ મરીશ તેની મને પરવા નથી. માટે મને આ આખરના યુદ્ધમાં અગ્રેસર ભાગ લેવા દો."

વિમળા—જે શખ્સ કીર્તિ કરતાં જીંદગીને વધારે ચાહે છે, તેના સુખનું સાધન નાશ પામવાથી તેને સંસાર ખારો લાગે અને તેથી તેનાથી મુક્ત થવાની ખાતર તે મોતને પસંદ કરે, એવો શખ્સ એક યોદ્ધાના યશસ્વી મોતને લાયક ગણાય? તેને એવું મોઢું માનુ ખાટી જવા દેવું એ શું સમજવાર છે? પોતાના લોહીના છેક છેલ્લા બિંદુથી ચિતોડનો બચાવ કરવાને મારી પાસે હજી પુરતા યોદ્ધા છે; માટે આપની મદદ વિના અમે ચલાવી લઇશું! હરેક બહાને સ્વાર્થ સાચવો અને સુખી થવું એજ આપની ઇચ્છા છે તો પછી અમારી સાથે જોડાવાથી એ બેમાંનું એકે મળી શકે તેમ નથી, માટે સુખેથી શત્રુને જઇ મળો અને પરતંત્રતાની બેડી જેને આપ આભુષણ રૂપ ગણો છો તે પહેરીને એશ આરામ ભોગવો. ચિતોડવાસીઓને પ્રતાપસિંહની મદદ નથી જોઇતી.

કાંઇ પણ ઉત્તર આપ્યા વિના દાંતવતિ હોઠ પીસતો પ્રતાપસિંહ ઉભા રહ્યા. આગળ વધતા મુસલમાનના લશ્કર તરફ તેણે એક તિવ્ર દૃષ્ટિ ફેંકી. એ દૃષ્ટિ ચો તરફથી ઘેરાવાથી જીવપર આવેલા વાઘના જેવી હતી. થોડી વારે કાંઇ દઢ ઠરાવપર આવ્યો હોય તેમ

તેણે પોતાની શમશેર મિયાનમાંથી ખેંચી, અને દીવાલના જે ભાગ તરફ શત્રુના હુમલાને વિશેષ સંભવ હતો તે ભાગ તરફ મોખરે જઇ ઉભો.

સમુદ્રની ભરતીની માફક "અલ્લાહુ અકબર" યુદ્ધ ગર્જના કરતા મુગલો કિલ્લા તરફ ધસ્યા આવતા હતા. છેક આગાડીની ટુકડી જ્યારે કિલ્લા પાસે આવી પહોંચી ત્યારે ત્યાં ઉભેલા રાજપૂતોએ એવા જોસથી તેમનાપર મારો ચલાવ્યો કે તેમને પાછા હઠી જવું પડયું. પછી તેમણે દીવાલ ઉપર ચઢવાનો પ્રયત્ન આદર્યો, એટલામાં તો ઉપરથી સ્ત્રીઓએ ધગધગતા ડામરના રસનો તેમનાં શરીરપર વર્ષાદ વરસાવ્યો; તેથી કાંઇક આંધળા થઇ ગયા, કંઇકનાં નાક કાન બળી ગયાં, કંઇકની ખાળ ઉતરી ગઇ અને કંઇકની ખોપરી બળી ગઇ. બચાવની આ નવી યુક્તિથી તેઓ ગાભરા બની ગયા અને હાય વોયના પોકાર મારતા આમ તેમ ભાગવા લાગ્યા.

ગભરાટ મંદ પડયા પછી તેઓએ ફરીથી હુમલો કર્યો પણ એમાંએ તેઓ ન ફાવ્યા. સપડાયલા સિંહની માફક પ્રતાપસિંહ જીંદગીનો ભય ગણકાર્યા સિવાય મરણીઓ થઇ લડતો હતો. તેના અંગપર બે કારી જખમ થયા, તો પણ તે લડતો રહ્યો નહિ, મુઠ્ઠી ભર રાજપૂતોએ અસંખ્ય મુગલદળને આખો દિવસ તોબા પોકરાવી અને સાંજ સુધી અંદર દાખલ થવા ન દીધા; સહેલાઇથી શહેરમાં પેસી જવાની આશાએ આવેલા મુસલમાનોને તે દિવસે તો બહાર પડી રહેવું પડયું.

પોતાની અણધારેલી ફત્તેહથી રાજપૂતો ઉમંગમાં આવી ગયા, પણ બીજે દિવસે શત્રુને ખાળી રાખવાની આશા તો આકાશ કુસુમવત્ હતી; બસેમાંથી પણ પચાસ, સાઠ, મરાણા–ઘવાણા હતા અને ઉભા કરેલા હંગામી બચાવ કામમાં તુટફાટ પડી ગઇ હતી. એમ છતાં એક પણ આદમી હયાત રહે ત્યાં સુધી સામા તો થવુંજ એવો તેમણે દૃઢ નિશ્ચય કર્યો.

બીજે દિવસે પ્રભાતમાં હુમલો ફરી શરૂ થયો. દીવાલ ઉપર ચઢતાં અનેક મુસલમાનોને ઉપર ઉભેલાં સ્ત્રી પુરૂષોએ નીચે ગબડાવી પાડયા, પણ તેથી ના હિમ્મત ન થતાં તેઓએ પ્રયત્ન જારી રાખ્યો. આખરે તેઓ ફાવ્યા અને સંખ્યા બંધ મુગલ સિપાઇ દી-

વાલપર જઇ ઉભા. પ્રતાપસિંહે શત્રુના સૈન્યમાં પુષ્કળ સંહાર કર્યો, પણ આખરે એક સિપાઇની ગોળીએ તેનો પ્રાણ લીધો અને તેનું શબ પાસેની એક ખાઇમાં ગબડી પડયું. વિમળાની નજર તેના ઉપરજ હતી. પોતે સખત ઘાયલ થયેલી હોવા છતાં તે ખાઇ તરફ ધસી. અબળા ઉપર હાથ ઉગામવો એ કાયર પુરૂષનું લક્ષણ છે એમ ગણી મુગલ સિપાઇઓએ હથિયાર નમાવી તેને જવા દીધી. તેણે ધાર્યું હતું કે તેઓ તેને મારી નાંખશે, અને તેટલા માટેજ તે તેમના સામી ગઇ હતી. પણ પોતાની ધારણા પાર ન પડવાથી તેણે ઘર તરફનો રસ્તો લીધો.

આગથી ખંડેર થઇ ગયેલા મકાનમાં આવી તેણે પોતાની નાની પુત્રિને પાસે બોલાવીને કહ્યું. " જે કામને માટે આપણે જીવતાં રહ્યાં હતાં, તેનો અંત આવ્યો છે અને તે સાથે આપણી જીંદગીનો પણ અંત આણવાની જરૂર છે, નહિ તો શત્રુના હાથમાં જીવતાં સપડાઇ જઇશું." એમ કહી અગાઉથી તૈયાર રાખેલ ચિતા તેણે પ્રજ્વલિત કરી અને પોતાની પુત્રિને તેમાં પ્રવેશ કરવાની સંજ્ઞા કરી. બીચારી બાળા પાછા પડતા પગે ડુસકાં ભરતી ચિતા તરફ ચાલી; છેક નજીક ગઇ એટલે તો તેની હિમ્મત તદ્દન છુટી ગઇ અને બે શુદ્ધ થઇ તે ધરણીપર ઢળી પડી. તેને જાગૃત કરી 'હવે અન્ય ઇલાજ નથી' એમ કહી, તેને પોતાની બાથમાં લઈ માતા ચિતાપર ચઢી અને જોત જોતામાં માદીકરી બળીને ખાખ થઇ ગયાં.

• મોઢેરામાં આખું શહેર વિજયી મુસલમાનોથી ભરાઇ ગયું. જે વૃદ્ધ સ્ત્રી પુરૂષોએ અગ્નિ અને અસિનો આશ્રય લીધો નહતો, તેઓ અત્યારે માળા હાથમાં લઇ બારણા બંધ કરી, દેવળોમાં ભરાઇ બેઠાં; અને અન્ય ધર્મીનો આશ્રય સ્વીકારવા કરતાં ભૂખ અને તરસ વેઠી ઈશ્વર ભક્તિમાં પોતાનો પ્રાણ સમર્પણ કરવાને તત્પર થયાં અકબરે જાતે ત્યાં આવી કાંઇક સમજુતી અને કાંઇક દેવળ અને મૂર્તિઓ તોડી પાડવાની ધમકીથી બારણાં ઉઘડાવ્યાં અને સૌ સૌને ઘેર જવાની તેમને આજ્ઞા કરી. કેટલાંકે મૂર્તિની સન્મુખ શિર પછાડી આત્મા ઘાત કર્યો અને બાકીનાંએ પોતાનું વહાલું સગું મરી ગયું હોય એવાં ઉતરી ગયેલ મુખે, લાચારી સાથે શહેનશાહનો હુકમ માથે ચઢાવ્યો.

અકબરે હિંદુઓનાં દેવળ અને મૂર્તિઓ જેમની તેમ કાયમ

રહેવા દીધી; કારણકે મહમૂદ ગઝની અને અલ્લાઉદ્દીન ખિલજીના જેવો તે ધર્માંધ ન હતો; રાજપૂતોને માટે તેને ઉચ્ચ અભિપ્રાય હતો અને હિંદના શિલ્પશાસ્ત્રીઓનાં ઉત્તમ કારીગિરીવાળા નમૂના સાચવી રાખવાનો તેને શોખ હતો.

જ્યારે આખું શહેર તેને તાબે થયું અને સલાહ શાંતિ ફેલાઇ ત્યારે એક વખત તે શહેરમાં ફરવા નીકળ્યો. ચોતરફ દૃષ્ટિ કરતો તે વિચારવા લાગ્યો, ' અહા, થોડા સમય પહેલાં જે શહેર આબાદ અને વસ્તીથી ભરપૂર હતું તેમાં અત્યારે એકે માણસ મારી નજરે નથી પડતું ! ઘર અને દુકાનો જેમની તેમ ખુલ્લી પડી છે તેની સંભાળ લેનાર પણ કોઇ ન રહ્યું ! હજારો શૂરી પણ હઠીલી સ્ત્રીઓ આત્મઘાત કરી બળી મૂઇ ! કાળ કરતાં પણ મને તેઓએ વધારે વિકરાળ ગણ્યો ! પુરૂષ વર્ગે કેશરીઆ વસ્ત્ર ધારણ કરી યુધ્ધમાં ઝોકાવ્યું અને એ તમામનો એમ ઘાણ વળી ગયો ત્રુજા સખ્સ બાકી રહી તેમાંથી પણ ઘણા ખરાં માથાં પટકી મૂઆ જ્યાં જાઉં છું ત્યાં મનુષ્યના હાડમાંસ સિવાય બીજું કાંઇ નજરે પડતું નથી. શિયાળ, ગીધ અને સમડીઓ ધોળે દિવસે ગામમાં ફર્યા કરે છે ! પણ શહેરને આ સ્થિતિએ પહોંચાડનાર કોણ ? હું પોતેજ એક સુંદર શહેરને વેરાન કરી રાની પશુઓનુ રહેઠાણ કરી આપનાર કોણ ? હું પોતે જ ગંગાજળથી સ્નાન કરી, દેવતાઓને ભોગ ધરી, બ્રાહ્મણોને દક્ષણા આપી, શિરપર તુલસી પત્ર અને કોટમાં શાલિગ્રામ ધારણ કરી, કેશરીઆ જામા પહેરી, પોતાનાં વહાલાંને બાથમાં ઘાલી છેવટનો મેળો કરી હર હર શંકરની ધ્વનિ સાથે યુધ્ધમાં ધસ્યા તે શાથી ? મારા ત્રાસથી અને પોતાનાં નામ અમર કરવાની આશાથી ! લોભ, આશા અને મૂર્ખાઇને વશ થઇ માણસો શું નથી કરતાં ' ?

આવા શોકજનક વિચારમાં ગરકાવ થયેલો શહેનશાહ પાછો મકાન પર આવ્યો. તરતજ એક મોટી ચિતા તયાર કરવાનો અને ગામમાંથી તમામ મુડદાં એકઠાં કરી, બ્રાહ્મણોની મદદથી તેમને યથાવિધિ અગ્નિ સંસ્કાર કરાવવાનો હુકમ કર્યો.

ચિત્તોડમાં સર્વ પ્રકારની યોગ્ય વ્યવસ્થા કરી, તૂટી ગયેલો કિલ્લો દુરસ્ત કરાવી, આસફખાનને ત્યાંનો સુબો નીમી, અકબર પોતાના પાય તખ્ત નગરમાં પાછો ફર્યો,

પ્રિય વાંચનાર, ચિત્તોડના ચેરનું યથા શક્તિ વર્ણન તારી સન્મુખ રજુ કર્યું છે; તે વાંચીને તું એમ કહ્યા વિના નહિ રહે કે "મનુષ્ય જાતનો મુખ્ય શત્રુ લોભ ઘણીવાર એવો અનર્થ વર્તાવે છે કે તેનો વિચાર કરતાં પણ કંપારી છુટે. જ્યારે જાણી બુઝીને મનુષ્ય વધ કરનારને 'પીનલકોડ' ની ૩૦૨ કલમ પ્રમાણે ફાંસીની શિક્ષા થાય છે, ત્યારે યુદ્ધમાં ઇરાદાપૂર્વક અનેકના પ્રાણ લેનારને રાજ્યનીતિનો ન્યારો કાયદો તદન છોડી મૂકે છે એટલુંજ નહિ પણ તે ઉલટો અપરાધીને શાબાશી અને માન પાન અપાવે છે! પણ અંતઃકરણનો કાયદો મનુષ્ય કૃતિના કૃત્રિમ કાયદા કરતાં કાંઇક જુદાજ પ્રકારનો જણાય છે ભલે મ્હોટાં એવાઓને નિર્દોષ નામ આપે પણ અંતઃકરણ તો તેમને દોષિત ગણતાનુંજ યુધ્ધ, મરકી અને દુષ્કાળને આપણા લોકો માણસની મૂર્ખાઇ અને પાપની સજારૂપ માને છે તે સત્ય છે. જેઓ રાજ્ય લોભ અથવા વેરની લાગણીને વશ થઇને યુધ્ધને તે તૃપ્ત કરવાના સાધનરૂપ લેખે છે, તેઓ પણ જો શસ્ત્ર રોગ અને ભૂખમરાથી થતી પારાવાર હાનિનો, અને તેથી થતી અનેક કુટુંબની નિરાધાર સ્થિતિનો વિચાર કરે, તો સ્વાર્થ-પરાયણતાને લીધે વજ્રમય બની ગયેલા તેમનાં અંતઃકરણ ઉપર પણ કાંઇક અસર થાય ખરી કોઇ કહેશે કે કુદરતમાં પણ સર્વત્ર એવો વ્યવહાર ચાલે છે. પોતાના નિર્વાહ અર્થે અને શરીરના રક્ષણ અર્થે સબળ પ્રાણી અબળને ગળતાં આવ્યા છે. પણ એ ઉદાહરણ અહિં લાગુ પડતું નથી. મનુષ્ય સિવાય અન્ય પ્રાણીને ઇશ્વરે વિચાર શક્તિ આપી નથી. તેઓ માત્ર પ્રેરણા બુદ્ધિથીજ કાર્ય કરે છે, અને એ શક્તિની દોરી ઇશ્વરના હાથ હોવાથી તેનો ગેરૂપયોગ થવા સંભવ રહેતો નથી પણ માણસને તર્કશક્તિ સોંપી તેને કેટલેક અંશે સ્વતંત્ર બનાવ્યું છે, તેથીજ ઘણીવાર તે આડે માર્ગે દોરાઇ જતું જણાય છે અને પોતાની દુષ્ટ મનોવૃત્તિઓને તૃપ્ત કરવાને અથવા તો ઇચ્છિત પદાર્થ મેળવવાના લોભે તે ન કરવાનાં કામ કરે છે. ઇશ્વર એવાઓને સદ્બુદ્ધિ આપી સન્માર્ગ દર્શાવે."



# શેલ્ફ ઈંગ્લીશ ઈન્સ્ટ્રકટર.

# રાજભાષા.

(૦)

**થોડાજ વખતમાં સેંકડો નકલો ખપી ગઇ છે.**

અંગ્રેજી શિખવા માટે આજ લગીમાં કેટલીક ચોપડીઓ જોતજોતામાં નીકળી છે પણ આમાની એક પણ ચોપડી અમારી રાજભાષાની ચોપડી જેવી છે તે જો કોઇ બતાવી આપશે તો અમો તેને રાજભાષાની બે પ્રતો મફત આપીશું આ ચોપડીની ઇબારત એવી તો રાખવામાં આવી છે કે શિખનાર વગર માસ્તરે સ્હેલથી અંગ્રેજી શિખી શકે અને લખી શકે—આમાં જે સમાવામાં આવ્યું છે તે આ જાતની બીજી કોઇ ચોપડીઓમાં જે છે તે આમાં છે એટલે આ પુસ્તક સંપુર્ણ સ્હેલું અને સર્વોપયોગી છે. પુસ્તકના પોતે અત્રે વખાણ કર્યા કરતાં પુસ્તક જાતે જોવાજ અમે ભલામણ કરીએ છીએ

મોટી કીંમત ખર્ચી અનેક જાતનાં પુસ્તકો ખરીદીને સંતોષ મળતો નથી ને કેવળ રૂપીઆ સવા ખર્ચવાથી આ પુસ્તકથી મળે છે કેમકે બીજાઓની પેઠે એક બે પુસ્તકો કર્યા નથી, પણ આ પુસ્તકના બાર ભાગ એક પુસ્તકમાં સમાવ્યા છે. આમાં જે સમાવેશ કરવામાં આવ્યો છે તે આ જાતના બીજા પુસ્તકો કરતાં અઢી ગણું છે.

ટુંકામાં જો તમારે સ્હેલી સારી અને સરસ રીતે અંગ્રેજી શિખવું હોય તો આજ પુસ્તક ખરીદો. ખરીદનારની ખાત્રી માટે કર્તા એવી ગ્યારંટી કરે છે કે જો ૭ માસમાં પુસ્તકનો અભ્યાસ કરવા છતાં અંગ્રેજી ન આવડે તો રૂ. ૧૦૦) ઇનામ આજલગી બ્હાર પડેલ આવી જાતની ચોપડીઓમાં મોટામાં મોટી ફેશનમાં છેલી ને સારામાં સારી, સુપરરોયલ પાકી બાંધણીના પૃષ્ઠ ૩૮૪ એકવાર જુઓને ખરીદો! કિંમત ૧-૪-૦ પોષ્ટેજ માફ.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

[illegible] અમદાવાદ.

# ઔરંગઝેબ ને પરમહંસ.

## એક સુંદર ઐતિહાસિક નવલકથા.

સરસ્વતી ચંદ્ર, કરણ ઘેલો, જીવન પ્રભાત, સંન્યાસી વગેરે નોવેલોના જેવી, બંગ ભાષાના શુદ્ધ પ્રતિબીંબ આ નવલકથા છે. આમાં ઓરંગઝેબના ઐતિહાસિક વૃત્તાન્ત સાથે ક્ષત્રિય વીર પુરૂષોના સ્વધર્મ રક્ષણનાં અદ્‌ભુત પરાક્રમો, આર્ય મહિલાઓની પ્રાણાર્પણ પર્યંતની પવિત્રતા, વિવિધ જનસ્વભાવ તથા સૃષ્ટિસૌન્દર્યનાં રસભર્યા વર્ણનો છે. સિવાય શુદ્ધ પ્રેમ તથા કૃત્રિમ પ્રેમનાં ચિત્રો સાથે નીતિ માર્ગની નવલ ગુંથણી છે છતાં કિંમત રૂ. ૧ ટપાલ ખર્ચ દોઢ આનો.

# પૃથિરાજ ચહુઆણ.

## ઐતિહાસિક વિરરસ પ્રાધાન્ય વાર્તા.

ભારત વર્ષના છેલ્લા રજપૂત મહારાજા મહાપરાક્રમી અને પ્રબળ પ્રતાપી પૃથિરાજ ચહુઆણનું નામ આર્યોના મનમાં રમી રહેલું છે. પૃથિરાજ એ શબ્દ શ્રવણેન્દ્રિય ઉપર આવતાં મનુષ્યનું હૃદય પ્રફુલ્લિત બને છે. ગર્વનાં અંકુરો સ્ફુરાયમાન થાય છે. મુખમુદ્રા આનંદી બને છે અને પ્રેમથી એ મહાન નરરત્નની વાતો સાંભળવા પ્રત્યેક સમજુ ઉત્સુક થાય છે, એ પ્રતાપી પુરૂષનાં પરાક્રમનાં ગુજરાતી ભાષામાં સાક્ષરો તરફથી જો કે ભાષાન્તરો થયાં છે; તો પણ જેમ એક કવિ કહી ગયો છે કે—'નવીનમાં મોહ વધે વધારે' તદનુસાર અપાએ મહદ્ પરાક્રમી વીરનાં અદ્‌ભુત પરાક્રમો જે આ અમારા તરફથી પ્રસિદ્ધ થતાં વિદ્વદ્‌ સમુદાયના મનનનું આકર્ષણ કરેલું છે, જેથી વ્યાસના લેખ સંબંધે અત્રે વિવેચન કરવાની અગત્ય નથી. આ પુસ્તકમાં શૃંગાર, વીર, અને કરૂણા, રસ એવી તો અવર્ણનીય ખુબીથી લખવામાં આવેલ છે કે,—જે માટે અત્રે વિવેચન કરવું નકામું છે. કારણ કે હાથ કંકણને આરસીની જરૂર નથી 'સુવર્ણ કિં-મહુના' કિમ્મત રૂ. એક ટપાલ ખર્ચ જુદું.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

નવુ દરવાજા—અમદાવાદ.

## નવીન જાહેર ખબર.

# ગોસ્વામી શ્રી તુલસીદાસકૃત

# રામાયણ.

### [ મૂળ, દોહા, ચોપાઈ સાથે તેનું શુદ્ધ–સરલ ગુજરાતી ભાષાંતર. ]

ભાષાના ગ્રન્થોમાં આ ગ્રન્થની સમાનતા કરનારો એકે ગ્રન્થ નથી, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ ભરેલું નથી. આ ગ્રન્થનું શુદ્ધ–સરલ ગુજરાતી ભાષાંતર મારા તરફથી છપાઇ બહાર પડી ચુક્યું છે, જે થોડા માસમાં પ્રસિદ્ધ થશે. આ ગ્રન્થથી મનુષ્ય ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ સહજ સંપાદન કરી શકે તેમ છે. નીતિનું શિક્ષણ મળેછે, અને જીવન સફળ થાય છે. આ ગ્રન્થનું ગુંજરાતી ભાષાન્તર જામનગરના એક અનુભવી અને બાહોશ લેખકના હાથથી લખાયલું છે. એટલે સોનું અને સુગંધ તેના જેવો પ્રકાર બન્યો છે. ભાષાંતરકારના હાથથી ઘણાંજ વિશ્વવિખ્યાત પુસ્તકોનાં ભાષાંતરો થયેલાં છે, અને જેણે સર્વમાન્યતા સંપાદન કરેલી છે, અને જનસમૂહનો તેના લેખમાટે ઉચ્ચ અભિપ્રાય છે. આમ હોવાથી પુસ્તક અવર્ણનીય થશે. ભાષાંતરકારે મૂળ દોહા તેનો અક્ષરાર્થ અને તેમાંથી ઉઠતી શંકાઓનું એવું તો ઉત્તમ રીતે સમાધાન કરેલું છે, કે આજપર્યંત તુલસીકૃતનું ગુજરાતી ભાષાંતર આના જેવું થયુંજ નથી એમ કહેવામાં હું ભાગ્ય ભુલ કરતો હોઇશ, તેમજ ઘણા ગ્રન્થોના આધારે સ્પષ્ટ વિવેચન કરી ટિપ્પણ પણ આપેલું છે, જેથી ભવિષ્યમાં પણ આ પુસ્તકની સમાનતા કરનારૂં પુસ્તક પ્રસિદ્ધિમાં આવે, એ આશા આકાશકુસુમવત્ છે માટે આવાં અમૂલ્ય પુસ્તકનો લાભ લેવા દરેક ધર્મ જીજ્ઞાસુઓએ ચુકવું નહિ. પુસ્તક લગભગ રોયલ આઠ પેજી ૧૪૦૦ પૃષ્ટનું થયું છે. મંગાવી જોવાથી પૂર્ણ પ્રતીતિ થશે.

( કિંમત ૫–૦–૦ પોસ્ટેજ ૦–૧૨–૦ )

વિદ્વજ્જન કૃપાભિલાષી.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

અમદાવાદ.